૭૮૬

ખાસ વોહરા દાઉદી કોમ માટે.

# "રાહે કરબલા"

યાને,

## કરબલા મોઅલ્લા ની મુસાફરી.

ઈશાક રેલવેનો નકશો જેમાં ગુજરાતીમાં સર્વે સ્ટેશનો માઈલ સાથે જણાવેલા છે, કરાચી, બસરા, બગદાદ, કુસૈયબ, કરબલા મોઅલ્લા, નજફે અશરફ, કુફા, વિગેરે આએ મુલકોની તેમજ તેઓની વચમાં જેજે મુલકો આવેછે તેની પુરતી વિગતવાર હકીકત તથા તોહીદ, મદેહ, સલામ, મનકબત, નોહા, વસીલા, નસિહત, વિગેરેનો સારો સમાવેશ આએ ચોપડીમાં કરવામાં આવ્યો છે.

જબ કરબલામેં જાતેહેં ઝુવારે કરબલા
અશક આંખોસે બહાતેહેં ઝુવારે કરબલા
મુશકીલ અલમ બનાતેહેં ઝુવારે કરબલા
લબપર સુખન યેં લાતેહેં ઝુવારે કરબલા
હૈ હૈ હુસેન મારે ગએ ઇસ ઝમીંપર
સાહદ સર ઉતારે ગએ ઇસ ઝમીંપર.

છપી પ્રગટ કરનાર,

આદમજી મુસાજી રા,

કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી — સીટી

ઇ૦ સ૦ ૧૯૨૪. નકલ ૨૦૦૦ આવૃતિ બીજી. ૧૩૪૨ હીજરી.

કીમત રૂ. ૧.

# બિસ મીલ્લાહ હોરરાહમાં નીરરહીમ.

## —: તોહીદ. :—

કરૂં પહેલે તોહીદે પરવરદીગાર  
કે પેદા કયા જીસને લેલો નહાર  
ઉસીને બનાયાહે અર્શો સમા  
ઉસીને ખલાએકકો પેદા કયા  
યે કહેતા હું મે બાત સબ થીક થીક  
નહિ ઉસકા કોઈ નઝીરો શરીક  
પરસતીશ કે કાબીલ વોહ માબુદ હે  
હે સબ ખલક સાજીદ વોહ મસજુદ હે  
તેરે દરસે પાતેહે સબ ઈઝઝો જાહ  
મદદ માંગતે હે તેરી યા ઈલાહ  
દીખા રાહ સીધી તું હમકો તમામ  
કે હમ દીનો દુન્યામે હો શાદ કામ  
તેરી નેઅમતોસે જો હે સરફ્રરાઝ  
ઉન્હો હીકે જેસા તું હમકો નવાઝ  
તેરી બંદગી હમ કરે રોઝો શબ  
તું શૈતાનસે દે પનાહ મેરે રબ  
દુઆ તુજસે કરને કે કાબીલ નહિ  
હમારે અમલ કોઈ કામીલ નહિ  
રહે તેરી તાઅતસે ગાફીલ સદા  
વ લેકીન કરમ તેરા જારી રહા  
પએ મુસ્તફા અઝ પએ મુરતઝા  
પએ આલે તાહા દે હમકો નજા.

# "મદેહ."

કયુ બંદએ ખુદા તુંજ યાદે ખુદા નહિ — એક રોજ મુંહ ખુદાકો દીખાના હે યા નહિ
વોહ કામ કર કે આખરૂ તેરી વહાં રહે — બેકાર ઝીંદગી કો ગંવાના રવા નહિ
હર એક બશરકે વાસ્તે એક રોઝ મૌત હે — દારે ફનામે કોઇ હમેશા જીયા નહિ
જલદી યહાંસે લે કે નીકલ યે જહાઝેતન — ભહરે જહાંમે અપના કોઇ આશના નહિ
કાફીહે પંજતનકા વસીલા બરોઝે હશ્ર — નારે સકળ કા ખોફ હમેં મુતલકા નહિ
સર્ટીફીકેટ હે અપને લીએ હુબ્બે પંજતન — જન્નતમેં હમભી જાએગે શક મુતલકા નહિ
આલે અબાકા પાસ નહી જીસકે પાસ હે — જન્નતકે પાસમાં ઉસે રોકેગે કયા નહિ
સુમો સલાત ઉસકી હે બેકાર ખલ્ક મે — જીસ દીલમે હુબ્બે આલે રસુલે ખુદા નહિ
હઝરત હસનસે લે કે યે ૨૦. ઇમામ તક — અકવીસમેં ઇમામ હુવે શક જરા નહિ
ઉન સબકી હુબ ભી એહલે વલાકુ જરૂરહે — કાફીર હે જીસકે દીલમે યે સબકી વલા નહિ
એકવીસમે ઇમામ હેં મસ્તુર ખલ્કમે — મોમીનકો જીસકી હીજરસે રાહત જરા નહિ
કાએમ મકામ ઇન્કેહે સરદાર સૈફેદીં — હાદી હમારે ખલ્કમે ઇન્કે સીવા નહિ
દાઇ યે હક વલીયે ખુદા નાએબે ઇમામ — દાવતકે માલીક આપહે શકમુતલકા નહિ
તાહેર હે ઇસમે પાક મુત્તાહેર હે ઝાતે પાક — સાની જંહામેં આપકા કોઇ હુવા નહિ
ગુલઝારે દાઅવત આપસે સરસબઝ કયુ નહો — નહેરે ઉલુમ જારીહે રૂકતી ઝરા નહિ
તાઅત હમેશા આપકી વાજીબહે મીસ્લે ફર્ઝ — મોમીનકો ચાહિએ કે કરે વોહ કઝા નહિ
આબીદ હઝાર સાલ ઇબાદત કરે અગર — સબ રાએગાં હે આપકી ગર ઇકતેદા નહિ
લાઝીમહે મોમેનીંકો કરે ઇન્કી પૈરવી — ઇન્સે અદાવત એહલે વલાકો રવા નહિ
દાઅવત કે યે ધહની હે અદાવત ન ચાહીયે — જો હે અદુ વોહ ઉમ્મતે બેરૂલ વલા નહિ
હર અમ્રે ઝરૂર હો હુકમે શાહે હુદા — બે હુકમ કામ પુરા કભી હોએગા નહિ
દાઇયે હકકી જીસને રઝાસે કયા ન કામ — હર કામ ઉસકા બીગરા હે મુતલક બના નહિ
હબ્લુલમતિંહે દામને અતહર હુઝુરકા — મોમીનકો છોડ દેના યે દામન રવા નહિ
યે હકકે દાઇસે હુવા ગર કોઇ મુન હરીફ — દુન્યા ઓ દીંમે ઉસકા થીકાના રહા નહિ
દાનીસ્તા સાથ દેતેહેં જો બે ઇમાંકા — ઇમાનો દીન ખોતાહે વોહ શક ઝરા નહિ
દીલસે બજારંખો ખીદમતે સુલતાને સૈફેદીં — ફલ ઇસકા નેક પાઓગે શક મુતલકા નહિ
મશકરીકસે હો તુલુઅ વો ખુરશીદે દીન અબ — અંધેરી રાતમે હમે ચૈન એક ઝરા નહિ
દાઇયે હકકે હાથપે આકાકા હો ઝહુર — ઇન્કે સીવા હમારી કોઇ ઇલતેજા નહિ
મૌલાના સૈફુદીંન રહે શાદમાં સદા — મોમીન નહિ વોહ જીસ્ને યે ચાહી દુવા નહિ
દાવત કે તખ્ત પર રહે કાયમ યે હશ્રતક — અપના રશીક ઇસકે સીવા મુદઆ નહિ.

# સુલેમાનજી મુલ્લાંજીવાજી.

આઈલપેન્ટ, વોટરપેન્ટ વારનીસ, દરેક જાતનું પેઈન્ટીંગ કામ તેમજ વીન્ડો ગ્લાસ, ફીગર ગ્લાસ, કલર ગ્લાસ, ફ્રેન્ચ પાલીસ વગેરે વગેરેનું કામ ઘણુજ કીફાયત ભાવે અમો કરી આપીએ છીએ.

તેલ, વારનીસ. તથા ફ્રેન્ચ પાલીસના બનાવનાર તથા વેચનાર.

એક વખત કામ પારી ખાત્રી કરો.

કેમ્પબેલ સ્ટ્રીટ, આદમજી શેખ જીવણજીની ચાલી,

કરાચી—સીટી.

---

# કરીમજી જાફરજી, ઘડીયાલી.




અમારી દુકાને નાના મોટા ઘડીઆલો, દરેક જાતના ચશમા, ઝવેરાત વગેરે મલશે.
સોનાના દાગીનાઓ ઓર્ડર મુજબ બનાવી આપીએ છીએ.
દરેક જાતના ચશમા બંદબેસ્તા ફીટ કરી આપીએ છીએ, તેમજ ડાકટર તરફથી આપેલા કાચના નંબર મુઆફીક ચશમાઓ ફીટ કરી આપવામાં આવે છે.
એક વખત મુલાકાત લેવાથી માલ અને ભાવની ખાત્રી થશે.

બંદર રોડ, કરાચી—સીટી.

# કરાચીના ૫૦ વર્ષના જુના અને જાણીતા.

**સ્ટ્રીલની ટ્રન્કો, કેશ બૉકસો, જુવેલ બૉકસો, ઉત્તમ પોશાક રાખવાના એરટાઈટ બૉકસો અને તે સીવાય દરેક જાતના બૉકસો બનાવનાર.**




અમારી સંગીન બનાવટને માટે હિંદુસ્તાનના દરએક ભાગના માહાન એક્ઝીબીશનોમાંથી (૨૧) સોનાના ચાંદા મલ્યાછે તે સીવાય મુંબઇના નામદાર ગવરનર સાહેબે પોતાના બોકસો બનાવનાર તરીકે ખાસ નેમ્યા છે. અમારા બોકસો અને ટ્રન્કો હજારો કુટું-બીઓ અને મુસાફરો વાપરે છે, તેમજ યુરોપ અને બીજા દેશોમાં મુસાફરી કરનારાઓ હજારો મુસાફરો અમારા બોકસો વાપરી દરેક વખતે પોતાનો સંતોષ જાહેર કરે છે, જેથી અમો સરવે કુટુંબીઓ અને મુસાફરોને અમારા બોકસો વાપરવાની ભલામણ કરીએ છીએ.

**વધુ વીગત માટે અમારૂં પ્રાઇસ લીસ્ટ મંગાવી ખાત્રી કરો.**

## ગુલામહુસેન ઇસમાઈલજી એન્ડ બ્રધર્સ.

શોરૂમ એલફીન્સટન સ્ટ્રીટ
કેમ્પ—કરાચી.
કારખાનું જુની સ્મોલ કોઝેસ કોર્ટ પાસે.

નં. ૨૮૭ હોરનબી રોડ,
મુંબઇ.

# B. ABDUL RAHIM & SONS.

**CLASS, EARTHEN, ENAMELLED, PLATED WARE.**

*ELPHINSTONE STREET,*

CAMP—KARACHI.

---

**બી. અબદુલ રહીમ એન્ડ સન્સ,**

ગ્લાસ કામ, ચીની કામ, લેમ્પ, તથા પલેટેડવેર,

તેમજ

પેતરોલલેમ્પ અને એલ્યુમીનયમના વેપારી.

એલફીન્સટન સ્ટ્રીટ કેમ્પ-કરાચી.

---












# તમારા બાળકો અને કુટુંબીઓ માટે ઉત્તમ શિક્ષણ પદ્ધતિ.

આજની અમેરીકાની ઉન્નતિ તેના ઉત્તમ પ્રકારના શિક્ષણને આભારી છે. પ્રજાની ચડતી પડતી તેના વિદ્યા પ્રચારની પ્રદ્ધતિ પર આધાર રાખે છે.

**પટેલ એન્ડ સન્સનું "એજ્યુકેશનલ પીચર્સ કોર્પોરેશન"** અમેરીકન ફ્રેડ સીસ્ટમ ઓફ એજ્યુકેશન પર રચાએલુંછે. હમારા મુવી પીચરથી પ્રો. મન્સ્ટરબર્ગ, લેડી મોન્ટેસોરી, વીમેન્સ વેલફેર સોસાયટી, વીલીયમ પ્રીન્લે, સીસ્ટમ મેગેઝીન, વિગેરે વિદ્વાનોના અને સંસ્થાઓના અથાગ પરિશ્રમ નો ફાયદો ઉઠાવી તમારી ભવિષ્યની પ્રજા અને કુટુંબના સ્ત્રી પુરૂષોને લાયક બનાવશો.



ઇલમ, હુન્નર, શોધખોળ, કુદરતના કરામતો અને છુપા ભેદો, તંદુરસ્તી અને શરીરરક્ષા, ખગોળ, ભુગોળ વિગેરે જ્ઞાન મેળવવાના અનેક ઓપ્ટીકલ નોવલ્ટીનું પ્રદર્શન જોવા તમારા બાળકોને લઇને હમારે ત્યાં પધારો.

મંડળ, કુટુંબ અને મેળાવડામાં તેમજ લગ્ન ઇત્યાદી પાર્ટી માટે મનોરંજક નિર્દોષ સીનેમાનો અને મેજીક લેન્ટર્ન સ્લાઇડસનો દીલપસંદ પ્રોગ્રામ આપીશું.

ભાવ તાલ અને ડીમોન્સ્ટ્રેશન માટે મળો અથવા લખોઃ—

**એજ્યુકેશનલ પીચર્સ કોર્પોરેશન.**

(માલેક પટેલ એન્ડ સન્સ)

એલફીન્સ્ટન સ્ટ્રીટ સદર, કરાચી.

# "રાહે કરબલા."

પ્રસ્તાવના.

પાકપરવરદીગારના ફઝલો કરમથી અને પંજતન પાકના વસીલાથી મને કરબલા મોઅલ્લાની ઝીયારત ૩ વખત નસીબ થઇ છે, મારી પહેલી સફર મારી નાની ઉમરમાં થઇ હતી, બીજી અને ત્રીજી સફરનું બયાન અત્રે આપું છું.

મારી બીજી સફર તા. ૧૫ મી શાબાન હીજરી ૧૩૨૮. (ઇ. સ. ૧૯૧૧.)

મારી ત્રીજી સફર તા. ૨૫ મી રબીઉલઅવ્વલ હીજરી ૧૩૪૨. (ઇ. સ. ૧૯૨૪.)

તે મુસાફરી કરવા અગાઉ મને આએ મુસાફરી બાબતની ચોપડી લખી કાઢવાની ઉલટ થઇ રહેતી હતી અને દીલમાં હમેશા શોક કરતો હતો કે અએ દીલ તું શાહે કરબલા મોઅલ્લાની ઝીયારત વાસ્તે ચલ અને ત્યાં જે જે જગો જોવાની તથા ઝીયારત કરવાની છે તેને તારી આંખોથી જો અને એ જમીનમાં જવાનું જે શરફ છે તે શરફને તારી હયાતીમાં જેટલો વખત લેવાઇ તેટલો વખત તારા દામનમાં બાંધી લે.

આખરકાર પાકપરવરદીગારના ફઝલો કરમથી ત્યાં જવાને મારા નસીબે જોર કર્યું અને ઉપર લખા મુજબ મારૂં જવાનું થયું હતું.

મારી બીજી સફર યુરોપમાં મોટી લડાઇ બ્રીટીશ ફ્રાન્સ, અમેરીકા અને જરમન, આસ્ટ્રીઆ, ટરકી સાથે થવા પહેલાની હતી તે વખતે મારા તરફથી ત્યાંની મુસાફરીની ચોપડી "ઝુવારે હુસેન" નામની બહાર પાડવામાં આવી હતી.

મારી ત્રીજી સફર ઉપરની મોટી લડાઇ (ઇ. સ. ૧૯૧૪ થી ૧૯૧૮ સુધી ખુનખાર લડાઇ ચાલી હતી.) ખલાસ થવા બાદ કરાચીથી બસરા, હીલ્લા, કુફા, નજફેઅશરફ, કરબલા મોઅલ્લા, ઔન બીન અલી, મુસૈયબ, બગદાદ, સલમાન પાક, વિગેરેની થઇ તેમાં જે જે બીજી સફર કરતાં સુધારા વધારા મે મારી આંખોથી જોયા તથા કાનોથી બીજાઓ પાસેથી સુનવામાં આવ્યું તે ઉપરથી આએ એક નાની ચોપડી "રાહે કરબલ્લા" નામની મે લખી કાઢેલી છે અને તે એવી ઉમીદે કે જો કરબલા મોઅલ્લા જવા પહેલાં વાંચવામાં આવે તો તે તરફ નરતી તકલીફોમાંથી કેટલીક આશાનીઓ થશે અને સફરમાં એક સાથી તરીકે મદદ મલશે.

ચુંટી કાઢેલી કીતાબોમાંથી તોહીદ, મદેહ, સલામ, મનકબત, નોહા, વિગેરેનો આએ ચોપડીમાં સારો સમાવેશ કરવામાં આવ્યો છે.

**આદમજી મુસાજી રા.**
કેમ્પબેલ સ્ટ્રીટ. કરાચી – સીટી.

# —: સાંકળિયું. :—

# "રાહે કરબલા."

કરબલા મોઅલ્લાની તાઅરીફ અને રોવામાં ફાયદો.

## સલામ.

તાઅરીફ કરબલાકી કરૂં કીસ ઝબાનસે
રૂતબાહે ઉસ જમીંકા બલંદ આસમાન સે
આઅલા હરએક ઝરરા હે દોનું જહાન સે
નીસબત નહી હે ખુલ્દકો કુછ ઉસ મકાન સે
ક્યુંકર ન ઉસ જમીંપે મેરા દીલ નીસાર હો
આકાએ જિન્નો ઇન્સકા જીસમેં મઝાર હો

જન્નત ને એક રોજ તફાખુરસે યેહ કહા
હે દશતે કરબલાસે મેરા મરતબા સીવા
આઈ ખુદાએ અઝઝોવજલસે યેહ તબ નીદા
તું કરબલાપે ફખ્ર ન કરના કબી ઝરા
ઉસ ખાકમેં મિલેગી કમાઇ બતુલકી
મદફુન લાશ હોવેગી સીબતે રસુલકી

ગુઝરાહે ઉસ જમીને મુકદસપે જો નબી
રોયાહે ઈસ કદરકે ઉસે હીચકી લગ ગઈ
યેહ ખાક સીજદે ગાહ ઝમાનેકી હોએગી
બાઅદે ફના ઈસીકે સબબ હોગી મુખલેસી
યહાં દફન હોગા ફાતેમાકા લાલ ખાકમે
"ઇસા" કા મોઅજેઝા હે ઈસી ખાકે પાકમે

આલમપે ઉસકી ફર્ઝ હે વલ્લાહ દોસ્તી
રોવેગા ઉસ ઈમામકે ગમમેં અગર કોઈ

ફીરદોસ ઉસકો દેગા નહી ઇસમેં શક ઝરી
જન્નત હે ઉસકે દોસ્તોકે વાસ્તે બની
રોવેગા યા કીસીકો જો કોઇ રૂલાએગા
મેહશર કો બે હીસાબ વોહ જન્નતમે જાએગા

અંધેરી જબ તુમેહ નઝર આવેગી કબ્રકી
ઔર પુછેંગે તુમ્હીકો નકીરયન જીસ ઘડી
ઉસ વક્ત કામ આએગી હૈદર કી દોસ્તી
મીસલે શબે ચહાર દહુમ હોગી ચાંદની
યેહ અશક રાએગા ન કીસી તરેહ જાએંગે
મૌલા તુમહારે આનકે તુમકો બચાએગા

આંખોસે ટપકેગા કોઇ કતરા જો આંસુકા
મહેશર મે વોહ બનેગા અજબ દુરરે બેબહા
કીમત જબ ઉસકી દે ન સકેંગે સબ અંબિયા
ઉસ મોતીકો ખરીદેગા તબ શાહે કરબલા
કીમતમે ઉસકી દેગા વોહ બાગે જિનાં તુમેહ
લેજાએગા કહાંસે વોહ દેખો કહાં તુમેહ

ઉસ શાહસે હદીસ હે યેહ મોઅતબર લીખી
એક બાર જીસકો મેરી ઝીયારત કભી હુઇ
મરજાએગા વોહ મેરા મોહીબ આહ જીસઘડી
ઔર પહેલી રાત ઝેરે જમીં ઉસકો આએગી
હફ્તાદ બાર કબ્રમે મે ઉસકી જાઉગા
ઉસકો અઝાબે કબ્રસે આકર બચાઉગા

અબ ચશમે ગૌરસે કરો અય યારો તુમ નઝર
એહસાન જીસ ઇમામકા હે તુમપે ઇસ કદર
ઉમ્મતને કાટા ઝુલ્મસે કીસ તરહે ઉસકાસર
બચ્ચે તડપ તડપ કે મુએ ઉસકે નેહરપર
પાની દીયા ન હાએ પયમબરકી આલકો
તરસાકે મારા હઝરતે ઝેહરાકે લાલકો.

# પાસ પોર્ટ.

## ( ઝુવારો અને હાજીઓ વાસ્તે. )

કરાચી ગામમાં આપણી કોમનું કબ્રસ્તાન આવેલું છે તેની સામે બાજુએ હાજી લોકો આવેલા હોય તેને રહેવાની જગ્યા અંગ્રેજ સરકાર તરફથી બાંધવામાં આવેલી છે અને તે "હાજી કેંપ"ના નામે ઓળખાઇ છે ત્યાં અંગ્રેજ સરકાર તરફથી પાસ પોર્ટ બનાવી આપવા વાસ્તે ત્યાં ઓફીસર મુકરર કરવામાં આવેલ છે, અને પાસ પોર્ટ ફાર્મસ અંગ્રેજ સરકાર તરફથી છપાએલા હોય છે તેમાં ઝુવારોના નામો, ઉમ્મર, રોજગાર, જન્મ ભુમી, ઝીઆરત વાસ્તે જવાનું વગેરે લખી તે ઓફીસર ઝુવારીને પાસ પોર્ટ બનાવી આપે છે.

એક પાસ પોર્ટમાં ઘણા માણસોના નામો લખાઇ શકે છે માટે જો એક પાસ પોર્ટ બનાવેલ હોય અને તેમાંનો કોઇબી માણસ કરબલા મોઅલ્લામાં યા નજફે અશરફમાં વધારે દીવસોની ઝીયારત કરવા વાસ્તે રોકાઇ જશે તો તેને બગદાદમાં યા બસરામાં તેના નામનો નવો પાસ પોર્ટ બનાવવાની જરૂર પડે છે તેનું ખર્ચ આશરે રૂા. ૭ નું લાગે છે માટે જે વખત કરાચીમાં પાસ પોર્ટ લખાવવા હોય તે વખતે જેમ બને તેમ જુદા જુદા લખાવવા કોશીશ કરવી તાકે પછવાડેથી ઝુવારોને તકલીફ તેમજ ફઝુલ ખર્ચ કરવું પડે નહિ.

તે પાસ પોર્ટને સંભાળી રાખવાની જરૂર છે, કારણકે નીચે મુજબ જગ્યાએ પાસ પોર્ટની તપાસ વાસ્તે અંગ્રેજ સરકાર તરફથી જે માણસો મુકરર કરવામાં આવેલાછે તેઓ તપાસ કરવાને આવે છે અને તે પાસ પોર્ટ તેને દેખાડી સહીઓ કરાવી પાછો પોતાના સ્વાધીનમાં ઝુવારોએ લઇ લેવો.

૧ કરાચી શહેરમા જતાં અને પાછા આવતી વખતે.
૨ માહમરામા જતાં અને પાછા આવતી વખતે.
૩ બસરામાં જતાં અને પાછા આવતી વખતે.

પાસ પોર્ટ મેળવવામાં ઝુવારોને કંઇ ખર્ચ લાગતું નથી અને તેનો બંદોબસ્ત કરાચીમાં તેમજ બસરામાં ફઝે હુસેનીના મેનેજરો કરી આપે છે.

## મવાલીતતાહેરીન તરફથી નસિહતો.

દર એક મોમેનીન ભાઇને લાયક છે કે પોતાના વતનથી સફર કરવા પહેલાં વલીયુલ અમર પાસેથી સફર કરવાની રજા તલબ કરે તે બાદ જે જે મવાલીતતાહેરીન તરફથી નસિહતો આવી છે તે મુજબ અમલ કરે તાકે અમનો અમાનના સાથે મુસાફરી થાઇ કોઇ મુશકીલ આવનારી હોય તે ટળી જાઇ મૌલાના જાઅફર સાઅદીક અ+સ થી રીવાયત છે કે રસુલીલ્લાહ સલવાતુલ્લાહ અ+સ ફરમાવી ગયા છે કે જે વખતમાં મુસાફીર પોતાના ઘરથી નીકળે તે વખત બે રકાત નમાઝ પડે, અને ઝુવારોને લાયક છે કે તે મીસલ અમલ કરે પહેલી રકાતમાં અલહમ્દો અને કુલહોવલ્લાહો અહદ બીજી રકાતમાં અલહમ્દો અને કુલયાઐયોહલ કાફેરૂન,

## નીયત.

" ઓસલ્લી સલાતસસ્ફરે લેઝીયારતે મૌલાનાઅલી
વમૌલાનલ હુસેનીશશ્હીદ સ્લવાતુલ્લાહે અલેહેમાં
રકઅતેને લીલ્લા અઝ્ઝવજલ્લા અધાઅમ
મુસ્તકબેલલ કઆબતીલહરામે અલાહો અકબર. "

સલામ તમામ કીધા બાદ આ દુઆ પડેઃ—

" અલાહુમ્માં ઇન્ની અસ્તોદેઓકા નફ્સી
વઆહલી વમાલી વદીંની વદુન્યા યા
વઆખેરતી વઅમાની વખાતમેતા અમલી. "

હઝરત મૌલાના જાઅફર સાઅદીક અ+સ પોતાના બાવાજી સાહેબ મૌલાના મહમ્મદુલ બાકર થી રીવાયત કરીને ફરમાવેછે કે મૌલાના અલીઝેનુલ આબેદીન અ+સ જે વખત સફરનો ઇરાદો કરતા અને રકાબમાં પોતાના કદમ મુબારકને મુકતા તે વખતે અને સફરથી પાછા આવતા તે વખતે "સદકો" કરતા હતા, દર એક ગરીબ તેમજ ગની મોમેનીનને લાયક છે કે સફરના પહેલા સદકાને આગલ કરે સદકાથી હરબલા અને મહેનત દુર થાય છે, રસ્તામા કાંઇ મુશકીલ આવનારી હોય તે દફે થાય છે.

સદકો કીધા બાદ આએ દુઆ પડે :—

" અલ્લા હુમ્મા ઇન્ની ઓરીદો સફ્રા
ફઝા વકઆ વઇન્નની કદીશતરતો બેહાઝેહીસ
સદકતે સલામતી વસ્લામતા સફ્રી વમામઇ
અલ્લાહુમ્માહ ફઝની વાહફઝ માંમઇ વસલ્લીમની
વસલ્લીમ માંમઇ વબલ્લીગની વબલ્લીગ માંમઇ
બેબલાગેકલ હસનીલ જમીલે. "

મૌલાના હુસેન અ+સ નબી સાહેબ તરફથી રીવાયત કરે છે કે નબીસાહેબ ફરમાવી ગયા છે કે મારી ઉમ્મતમાંથી કોઇબી શખ્સ દરીયાની મુસાફરીનો ઇરાદો કરે તો નીચે મુજબની દુઆ પડી જહાઝમાં સ્વાર થાય, તાકે ખુદા તઆલા એ શખ્સને ઘરકથી અમાનમાં રાખશેઃ—

" બીસમીલ્લા હીરરહમાનીરરહીમ વમાકદરૂલ્લાહા હકકા
કદરેહી વલ અર્ધો જમીઅન કબઝતેહુ યોમલકીયામતે
વસ્સમાવાતો મતવીયાતુન બેયમીનેહી સુબહાનહુ
વતઆલા અમ્માં યુશરેકુન બીસમીલ્લાહે મુજરાહા
વમુરસાહા ઇન્ના રબ્બી લગફુરૂર રહીમ. "

માલાના અલી અ+સ થી નીચે મુજબ દુઆ આવી છે, અને એ દુવા કોઇબી સખ્સ હમેશાં સફરમાં પડશે તો ખુદાતઆલા એહની જાન, માલ, અને આલમા હીફાજત કરશેઃ—

" બીસમીલ્લા હીરરરાહમાં નીરરહીમ અલ્લાહુમ્મા ઇન્ની આઉઝોબેકા મીન વાઅસા ઇસ સફરે વકા-અબતીલ મુનકલબે વસુઇલ મનઝરે ફીલઆહલે વલમાલે વલવલદે અલ્લાહુમ્મા અનતસસાહેબો ફીસસફરે વલખલીફતો ફીલઅહલે વલમાલે વલ-વલદે વલાયજમએહુમા ગૈરોકો લેઅન્નલ મસતસ હબા લાયકુનો મુસ્તખલફન વલમુસતખલફો લાયકુના મુસતસહબન અલ્લાહુમ્મા ઇન્નકા અલા કુલ્લે શૈઇન કદીર, વસ્સલ્લાહો અલ્લામહોમ્મદીન વઆલેહીત્તાહેરીન. "

આ મોસલ કોઇબી શખ્સ કામ કરશે તો ખુદાતઆલા એ શખ્સની જે હાજત હશે તે તમામ કરશે એહની સફરની તકલીફને, રસ્તાના ખૌફને, દરીઆના ગરકથી અને સર્વે રીતે તેને અમનો અમાનમાં રાખશે, તેની ઉમીદને તમામ કરશે જે કામ વાસ્તે નીકલા હશે તે કામ તમામ કરશે.

## કરબલા મોઅલ્લાની મુસાફરીએ જવાની મોસમ.

ઝુવારોને ઝીયારત વાસ્તે જવાની નીચે મુજબની મોસમ સગવડતા ભર્યા પડે છે અને તે મહી-નામાં તે તરફ જવાથી તે મુલકાની શરદી તેમજ ગરમીની તકલીફ ઝુવારોને પડતી નથી.

અંગ્રેજી માસ સપટેમ્બર અને અકટોબર.

" માર્ચ અને એપ્રીલ.

માસ નવેમ્બરમાં તે તરફ થંડી પડવી શરૂ થાય છે અને માસ માર્ચમાં થંડી પડતી બંધ પડે છે.

## કરાચી થી બસરા સુધી જવાના સ્ટીમરના ટીકીટના ભાવો.

બી. ઇ. સ. ને. કુંપનીના ટીકીટના ભાવો હાલમાં નીચે મુજબ છેઃ—

| | પહેલો વર્ગ | બીજો વર્ગ | ત્રીજો વર્ગ. |
|---|---|---|---|
| કરાચી થી બસરા | રૂા. ૨૧૦ | ૧૫૦ | ૩૦ |
| કરાચી થી બસરા ખાધા ખોરાકી સાથે | ૨૭૦ | ૧૮૦ | ૩૬ |

દરેક ઝુવારોને લાયક છે કે બસરા સુધીના રીટર્ન ટીકીટ બી. ઇ. સ. ને. કુપનીમાંથી ખરીદ કરી સાથે લઇ લેવી, કારણ કે કોઇ કોઇ વખતે બસરે થી ઘોડાઓ મુંબઇ તરફ ઘણા આવે છે તેથી સ્ટીમરનો કેપ્ટન પેસેન્જરોને લેવાને ઇનકાર કરે છે અને તેઓને ઘોડાઓમાં વધારે ફાયદો હોવાથી તે ઘોડાઓને ઉપાડે છે અને જો ઝુવારો પાસે રીટર્ન ટીકીટ હોઇ તો તે ઝુવારોને લેવાને બંધાએલ છે.

રીટર્ન ટીકીટ સાથે હોવાથી ઝુવારોને ફાયદો થાય છે ને ટીકીટનું નંબર તથા તારીખ નોંધી લેવી.

## ખાધા ખોરાકી સામાન સાથે લેવાની યાદદાસ્ત.

અ.
અગરબતી
અત્તર
અરીઠા
અજમો
એલાચી
આંચાર

ક.
કેક
કોયલા
કોકમ

ખ.
ખાંડ

ગ.
ગરમ મસાલો પીસેલો
ગોળ
ગુણીઆ (ખાલી બારદાન)

ઘ.
ઘઉંનો આટો
ઘી

ચ.
ચાહ સુકી
ચોખા

ત.
તેલ મીઠું
તેલ ટોપરાનું
તેલ ઘાસલેટ
તજ

દ.
દરેક જાતની દાર
દુધના ડબાઓ
દરેક જાતની દવાઓ

ન.
નીમક
નારંગી

પ.
પીઆજ
પ્રાઇમસ ચુલો

બ.
બટેટા
બેદા
બીસકીટ

મ.
મેથી
મીર્ચી
માચીસ
મુરગી

લ.
લવંગ
લસણ
લીંબુ ખાટા
લીંબુનું આચાર

સ.
સેગુ ચોખા
સાબુ
સીગડી
સુવા
સુંઠ

હ.
હરીકેન બતી

તેમજ "ઝીયારતે કરબલા મોઅલ્લા" નામની કીતાબ આવે છે તેમાં ત્યાંના રોઝાઓમાં સલામો પડાઇ છે તે અરબીમાં છાપેલા હોય છે અને તે કીતાબ ઝુવારોને સાથે લેવાની જરૂર છે.

ઉપરની સર્વ ચીજો સાથે લેવાની જરૂર પડતી નથી, છતાં તે ચીજો સાથે હશે તો નરમ ગરમ તબીયત થવા પામે તો તે વખતે તે ચીજોમાંની કાઇબી ચીજ ઝુવારોને ઉપયોગી થઇ પડશે.

કફન વાસ્તે ઝુવારો અકબંદ કપડાના તાકાઓ પોતાના સાથે કરબલા મોઅલ્લા તરફ લઇ જાયછે તે આખા તાકાઓ લેવા કરતાં જો ૧૨ થી ૧૫ વાલના કટકાઓ કરી, તેને નમાઝી કરી, પોતાના સાથે લીધા હોય તો ઝરી મુબારક ઉપરેથી ઉતારવામાં સહેલાઇ પડે તેમજ બસરાના માગીલ બંદર ઉપરે માલની તપાસ થાય છે તે વખતે જકાત પણ આપવી પડે નહિ.

ઝુવારોએ પોતાની સાથે સીધો સામાન આશરે દીન ૧૦ નો લેવાની જરૂર છે કારણકે તે તરફ ખાધા ખોરાકી વગેરેના ભાવો આપણા મુલકોના પ્રમાણમાં હોય છે, માટે વધારે બોજો પોતાની સાથે લઇ હેરાન થવાની તકલીફ લેવી નહિ.

અગરબત્તી, અત્તર, ગોળ, તુવરનીદાર, સોપારી, પીસેલો ગરમ મસાલો, તથા કોયલા, તે મુલકો તરફ આએ ચીજો મોંઘી વેચાઇ છે તેમજ માલ સારો મલતો નથી માટે આએ ચીજો પુરતી રીતે સાથે લેવાની જરૂર છે.

સીધા સામાન રાખવા વાસ્તે પતરાની પેટી ઇંચ ૨૭ ની સાથે લેવી અને તેમાં સર્વ સીધો રાખવાની જોગવાઇ કરવી અને તે પેટી ખોલેથી ઝુવારોને જોઇતી ચીજો તરતજ મલી આવે તેમજ આ સાઇઝની પેટી રેલ્વેમાં, ઘોડા ગાડીમાં, સ્ટીમરમાં ઉપારચર કરવામાં ઘણીજ સવલ થઇ પડે છે.

ખારા પાણીની સ્ટીમરને હમેશા સવારમાં પાણીથી સાફ કરવામાં આવે છે તેથી ઝુવારોને પોતાનો સામાન ફાલકાના ઢાકણા ઉપરે યા બીજી ઉંચી જગોએ રાખવાની જરૂર પડે છે અને તે ડેકની જમીન સુકાઇ ત્યાં સુધી ઝુવારોને ઉભા રહેવું પડે છે માટે પોતાની સાથે ખાલી ગુણીઓ લેવા અને તે ભીનાસવાળી જગોએ બીછાવી બેસવામાં ઝુવારોને ઘણીજ ઉપયોગી થઇ પરેછે.

## મકાનો અને સરસામાન વિશે.

કરાચી, બસરા, બગદાદ, મુસૈયબ, કરબલા મોઅલ્લા, નજફેઅશરફ અને કુફા આએ જગોએ ઝુવારોને રાહાત લેવા વાસ્તે ફેઝે હુસેની ની જગાઓ છે, તેમજ ઝુવારોને પોતાનો સરસામાન ઉપાડવા ચડાવવાની કંઇ પણ તકલીફ પડતી નથી, કારણ કે ઉપલી સર્વે જગોએ ફેઝે હુસેની તરફથી સરસામાન વગેરે ગાડીઓમાં તેમજ સ્ટીમર ઉપરે લઇ જવા વગેરે વાસ્તે મજુરો (હમાલો) મુકરર રાખેલા છે, અને તે મજુરીના પૈસા દરેક ઝુવારોને ઘણુંજ થોડું ખર્ચ લાગે છે.

ઝુવારોને અગર ફૈઝે હુસેનીના માણસો તરફથી કોઇ પણ રીતની તકલીફ મળે યા તેઓના કામમાં કોઇ તરેહની ખામીઓ જોવામાં આવે તો તે વિશે ફૈઝના સેક્રેટરી સાહેબને લખી ખબર આપવી તેથી તે સાહેબ તેની તપાસ કરવામાં કોશીશ કરશે.

ફૈઝે હુસેનીના કારભારીઓએ ઝુવારો તેમજ હાજીઓના સગવડ વાસ્તે નીચે મુજબ તારના સરનામાં રજીસ્ટર કરવામાં આવ્યા છે માટે જે વખતે ઝુવારો તેમજ હાજીઓને જરૂર પડે તે વખતે તે રજીસ્ટર નામનો ઉપયોગ કરે:—

બસરા, બગદાદ, કરબલા મોઅલ્લા વાસ્તે......"**Pilgrimage**"
કરાચી અને જીદ્દા વાસ્તે........ ........."**Faizhuseni**"

## અરબસ્તાનના મુલકો તરફ ચાલતા ચલણ અને તોલના કોઠો.

યુરોપમાં મોટી લડાઇ ઇ. સ. ૧૯૧૮માં ખલાસ થઇ અને તેના બાદ મોવાજી બ્રીટીશ અંગ્રેજ સરકારના હાથમા બસરા, બગદાદ, કરબલા મોઅલ્લા, નજફેઅશરફ યાને જુમલે ઇરાકની જમીનનો કબજો આવ્યો છે અને તેથી અંગ્રેજ સરકારના જેમ ચલણો હિંદુસ્તાનમાં ચાલે છે તેજ ચલણો ઇરાકના સર્વે મુલકોમાં ચાલે છે.

ઝુવારોએ પોતાની સાથે બનતા સુધી રૂપીઆ ૧૦૦ વાળી નોટો રાખવી કારણકે જયારે તે તરફના વેપારીઓને મોટી નોટોની જરૂર પડે છે ત્યારે તે ઉપરે નફો પણ મલે છે.

ઇરાકના સર્વે મુલકોમાં તાંબાના પૈસાનું ચલણ કમતી ચાલે છે તેથી ગરીબ ફુકરાઓને આપવા વાસ્તે ઝુવારોએ તે સાથે લેવાની જરૂર છે અને ત્યાંની બજારના શરાફો પાસેથી જો લેવામાં આવશે તો દર રૂપીઆ એકના આના ૦।।।= થી ૦।।।=। આપે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| બસરાઈ હુકકો | વજન | રતલ | ૭ | રૂપિઆ | ૨૮૦ ભાર |
| બુઝરૂગકરબલાઇ હુકકો | ,, | ,, | ૯ | ,, | ૩૬૦ ,, |
| ઈસ્ટંમબોલી | ,, ,, | ,, | ૩ | ,, | ૧૧૨ ,, |

૨૪ બુઝરૂગકરબલાઇ હુકકાનો એક વઝનો.
નીમ અથવા નુસ હુકકો એટલે ૦।। (અર્ધો) હુકકો.
વકીયો ,, ૦। (પા) ,,
રૂબ વકીયો ,, ૦। (પા) વકીયો.

### વખત (ઘડીઆલ).

અરબસ્તાનના મુલકો તરફ જે વખતે હિંદુસ્તાનના મુલકો તરફ ૭ વાગે છે ત્યારે ત્યાંનો વખત ૬ નો હોય છે, અને જ્યારે હિંદુસ્તાનમાં ૧૨ નો વખત હોઇ છે ત્યારે ત્યાંનો વખત ૬ નો હોયછે.

## અરબી જબાનમાં જરૂરીઆત ચીજોના નામો.

અજમો — અજવાન
અગરબત્તી — બખુલ
અત્તર — ઇતર
અંગુર — એનબ
અહિછે — હીનાક
અંદરઆવો — દાખાલ
અરીથા — રીથા
આ, આએ — હાઝા
આતો — તહિન
આતો ઘઉંનો — તહિનબુર
આસમાન — સમા
આંવા — તાઆલ
આસતે — યાવશ
આવતી કાલે — બાચર બુકરા
આજે — અલયોમ
આગબોટ — મરકબ
એલાચી — હેલ

ઇંડા — બહેઝા

ઉપર જાંવા — ઇશઆદ ફોગ
ઉભા રહેવું — ઓગફ

કપડા — શીઆબ
કબ્રસ્તાન — મકબરા
કહેવું — ગુલ
કાગલ — ખત
કેટલુ — ચમ
કોદરો — ખુરઝ
કોયલા — ફહમ

ખજુર — તમ્મર
ખાંડ — શકર
ખારક લીલી — રૂતબ
ખાંવા — ઉકુલ
ગઇ કાલે — બારહા
ગાડી — અરબાના
ગુદ — સીમગ
ગુસલ ખાનું — હમ્મામ
ગોળ — શકરે હિંદ
ગોસ — લેહમ

ઘઉ — બુર
ઘી — રોગાન, સમન, દેહન.

ચણા — હમ્મુસ
ચણાનો આતો — તહિન હમ્મુસ
ચતાઇ — હશીર
ચાહ સુકી — શાઇ, ચાઇ
ચાવલ, ચોખા — રૂઝક, તીમ્મન
ચાખડી — કબકાબ
ચાલો — ઇમશી

છે — નાઅમ

જકાત — ગુમરૂખ
જમીન — અર્ઝ
જલદી — બીલ અજલ ઝુદ
જાવો — રોહ

ટીકીટ — તઝકરા
ટજ — દાલચીની
ટુવાલ — મીંદીલ
ટોપી — કુલનસવાહ

તરકારી — સબઝી
તસબી — સબહા
ત્યાં છે — મીન્નાક
તબીયત કેમછે — કયફ હાલુક
તબીયત સારી છે — તૈયબ ઝેન
તબીયત સારી નથી — મુઝેન
દહી — લીબન
દવાખાનું — દારૂશ શીફા
દરીઆ — શત
દાર — ઝીરીશ
દાર મગની — ઝીરેમાસ
દાડમ — રૂમ્માન
દાખલ થવું — ઉદખુલ
દીકરી — બીન્ત
દીકરા — વલદ
દુધ — હલીબ
ધાણા — કજુબરા
નથી — માકુ
ના. નહિ — લા
નારીએલ — જોરજ
નીમક — મીલેહ
નીચેઆવો — ઇનઝીલ જવ્વા
પનીર — જુબન
પાસ, પાસપોર્ટ — તઝકેરા
પાણી — માઅ
પાણી ગરમ — માઉલહાર
પાણી ઠંડુ — માઉલબારીદ
પાયખાનું — તાદારા
પીઆજ — બસલ
પીવા — ઇશરબ

પેટી — સંદૂક
પૈસા — ફુલુસ
પોસ્ટ આફીસ — પોસતા
બજાર — શુગ
બત્તી — શમઅ
બટેટા — પટાટા
બદામ — લોઉજ
બહાર જાવો — ઇતલા બરર
બહેન — ઉખ્ત
બાપ — અબુ
બાજરી — દુખુન
બાજુથાવ — બાલક
બીછાનુ — ફર્શ
બુટ — નાલ
બેસો — ઓકદ
બોકો — ફીલબા
ભાઇ — અખુ
ભાસ્તી — શકકા
મચ્છી — સીમચ્છ
મલાહ — ગેમર
મસુર — અદસ
માખણ — ઝબદ
મા — ઉમ્મ
માચીસ — સખાતા
મીરી — ફીલફીલઅસવદ
મીરચાલાલ પીસેલા — ફીલફીલઆહમર
મુરગી — દિજાજ
મુસાફરખાનું — સરાઇ
મેવા — સમર
મેદી — બજર હુલબ

રીંગણા — ખુદરા
રોટી — ખુબઝ, નાન
રોઝો — મશાહદ
લસન — ફુમ
લવંગ — કરનફલ
લાવો — જીબ
લુંગી — ફોતા
વાસણ — ઝર્ફ
વીંટી — ખાતમ
સઘરી — મીજમર, ઓજાંકઅહન
સ્વાર થાવ — ઇરકબ
સાબુ — સાબુન
સુથ — ઝનજપીલ
આરામકરો, સુવો — નમ
સેગુચોખા — ગેગુદાના
સાપારી — ફોફલ
હા — બલે
કેસર — કુરકુમ

## નમાઝ ના વખતે કીબલા ની તેહકીક.

દરએક નમાઝ પરનાર ઉપર વાજીબ છે કે નમાઝ પરવા પહેલા કીબલાની તેહકીક કરે કારણ કે કીબલા તરફ મોંહ કીધા સીવાય નમાઝ પરવું વાજીબ નથી.

દરએક મુલકથી મકકા મોઅઝઝમા માં જે "બએતુલ્લાહીલ હરામછે" તેની તરફ મોંહ કરીને નમાઝ પડવું વાજીબ છે.

એક મુલકથી બીજા મુલકમા જવાનું બનેછે ત્યારે કીબલાની જગા બદલાયછે, જેમકે:—

હિન્દુસ્તાન, ચિન, જાપાનના રહેનારા લોકોનો કીબલો "**મગરીબ**" પશ્ચિમની તરફ છે.
સ્વીડન અને લંડન........................નો કીબલો "**મશરીક**" પુર્વની તરફ છે.
મદીના અને ઇરાક.............. ........નો કીબલો "**જુનુબ**" ઉત્તરની તરફ છે.
યમન અને ઝીનઝેબાર.....................નો કીબલો "**શીમાલ**" દક્ષિણની તરફ છે.

હિંદુસ્તાન થી કરબલ્લા મોઅલ્લા જનારા ઝુવારો વખતે કીબલાની જગા બદલાય છે. તે જાણવાની જરૂર છે.

કરાચી થી મસકત સુધી કીબલો મગરીબના તરફ છે અને તે પછી કીબલો મગરીબથી જુનુબ તરફ વલતો જાય છે, બુશાએર અને માહમરા સુધી મગરીબ અને જુનુબના વચ્ચમાં કીબલાની જગા છે, અને તે પછી બસરામાં કીબલો જુનુબ તરફ છે. અને બસરાથી બગદાદ સુધી, કરબલા મોઅલ્લા, નજફે અશરફ, અને ઇરાકની બીજી સઘળી જગોએ જુનુબ તરફ નમાઝ પડાઇ છે.

આગબુટમાં નમાઝ પરનારાઓ ઉપર મુજબ કીબલાની તેહકીક કરી નમાઝ પડે.

કીબલાની તેહકીક વાસ્તે ઝુવારોને દરૂદાની યાને "કુતુબનુમા" રાખવાની જરૂર છે, તે દરૂદાની થી ચારે દીશા યાને મગરીબ, મશરીક, જુનુબ, શીમાલ માલુમ પડે છે, તે દરૂદાનીને બરાબર સપાત જમીન ઉપર રાખવામાં આવે તો તેનો પાંખરીવાલો કાંટો શીમાલ તરફ રહેછે, શીમાલ તરફ કોઇ પણ માણસ પોતાનો ડાબો હાથ કરીને ઉભો રહે તો એનો જમણો હાથ જુનુબ તરફ આવે છે, એહનું મોંહ મશરીક તરફ અને એહની પીથ મગરીબ તરફ આવે છે, આ તરતીબથી તેની ચારે બાજુ માલુમ થાય છે, અને જે જગા તરફ કીબલો હોય તે તરફ નમાઝ ને પડે.

## ખર્ચનો આંકડો.

કરબલા મોઅલ્લાની મુસાફરીમાં હાલના વખતમાં નીચે મુજબ દરેક ઝુવારને ખર્ચ લાગેછે, રસ્તામાં ખોફ કે તકલીફ બીલકુલ નથી અને જ્યાં જોઇએ ત્યાં પાકપરવરદીગારે પંજતન પાકના વસીલા થકી આપણી કોમના મકાનોનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે, અને ગરમ ગરમ જમણો અને થંડા થંડા પાણીઓ ફીર્કે હુસેની તરફથી ઝુવારોને આપવામાં આવેછે.

સાધારણ પંક્તિનો માણસ નીચેના આકડા મુજબ ખર્ચ કરી ઝીયારત કરી આવેછે, અને તવંગર માણસ તે જગોએ હજારો બલકે લાખો રૂપિઆઓ ખર્ચ કરી ઝીયારત કરી આવે છેઃ—

રૂપીઆ.

૬૦) બ્રી. ઇ. સ. ને. કુંપનીની મેલ સ્ટીમરના કરાચીથી બસરે જવા આવવાની ડેક ટીકીટના.

૪૦) બસરે થી કરબલા મોઅલ્લા તેમજ કરબલા મોઅલ્લાથી નજફે અશરફ રેલ ગાડીમાં જવા આવવાની રીટર્ન ટીકીટનાઃ (રીટર્ન ટીકીટ માસ ૩ સુધી ચાલેછે.) ૩ વરસથી ૧૨ વરસ સુધીના બચ્ચાઓની અર્ધી ટીકીટ લાગે છે.

૬) બગદાદ થી સલમાન પાક મોટર ગાડીમાં જવા આવવાના ખર્ચના.

૨ાા કરબલા મોઅલ્લામાં સલામ પડાવવાના મુઝવવીરને તથા (જુતા સાચવનાર) જુતી બરદારના.

૧૦) કરબલા મોઅલ્લા થી નજફે અશરફ મોટરગાડીમાં જવા આવવાના ખર્ચના.

૨ાા નજફેઅશરફમાં સલામ પઢાવવાના મુઝવવીરને તથા જુતી બરદારના.

૪) નજફેઅશરફ થી કુફે જવા આવવાના ખર્ચના.

૨૫) બસરા, કરબલા મોઅલ્લા, નજફેઅશરફ, કુફા, મુસૈયબ, બગદાદ વગેરેમાં જવા આવવાની ગાડીના, સરસામાન વગેરેની મજુરીના, તેમજ ઘણી જગોએ મુઝવવીરોને બખશીશ તરીંકે આપવામાં આવેછે તેના જુમલે ખર્ચના.

૨૫) કરાચી થી કરબલા મોઅલ્લા જવા આવવાના દીન ૧૫ લાગેછે. તેના માસ ૧ ના રૂા. ૫૦ લેખે ખાધા ખર્ચના.

૧૦૦) માસ એક કરબલા મોઅલ્લામાં અને માસ એક નજફેઅશરફમાં ઝીયારત વાસ્તે ગુજારે તે માસ બે ના ખાધા ખર્ચના દરમાસ ૧ ના રૂા. ૫૦ લેખે.

૨૭૫ જુમલે રૂપિઆ માસ બે અને ૧૫ દહાડાના લાગેછે.

# ઝીયારતે જવાના ટુંકમાં જણાવેલા રસ્તાઓ.

## રસ્તો પહેલો.

કરાચી થી બસરા અને બસરા થી રેલગાડીના રસ્તે હીલ્લા સ્ટેશને ઝુવારો આવી પહોંચે છે, અને ત્યાંથી ઘોડા ગાડીમાં બેસી આવેલા ઝુવારોને કુફા નદીના પુલના કીનારા પાસે ઉતારે છે, કારણ કે તે પુલ ઉપરેથી વજનદાર ઘોડાગાડીને અગ્રેજ સરકાર પસાર થવાને આપતા નથી, તેથી ઝુવારો પુલ ઉપરેથી પેદલ ચાલી કુફાની ટ્રામમાં બેસી નજફે અશરફ જઇ પહોંચેછે, અને ૪ માણુસ બેસે તેવી મોટરમાં જે ઝુવારોએ સ્વારી કરી હશે, તે મોટર નજફે અશરફની સરા મકાનમા લાવી ઝુવારોને ઉતારે છે, અને તે મોટરો વજનમાં હલકી હોવાથી પુલ ઉપરેથી પસાર થવા આપેછે, નજફેઅશરફ, કરબલા મોઅલ્લા. ઔનબીન અલી અ+સ, મુસૈયબ, બગદાદ, બસરા, અને બસરાથી ઝુવારો કરાચી આવી પહોચે છે.

## રસ્તો બીજો.

કરાચી થી બસરા, બસરા થી રેલગાડીના રસ્તે બગદાદ, મુસૈયબ. કરબલા મોઅલ્લા, નજફે-અશરફ, અને નજફેઅશરફ થી પાછા કરબલા મોઅલ્લા, ઔનબીન અલી અ+સ ની ઝીયારત કરી કલાક પાંચમા પાછા કરબલા મોઅલ્લા, કરબલા મોઅલ્લા થી સીધા રેલગાડીના રસ્તે મુફરક થઇને બસરા, અને બસરા થી ઝુવારો કરાચી આવી પહોંચે છે.

## રસ્તો ત્રીજો.

કરાચી થી બસરા અને બસરાથી રેલગાડીના રસ્તે બગદાદ, કરબલા મોઅલ્લા, નજફે અશરફ અને નજફેઅશરફ થી પાછા કરબલા મોઅલ્લા. કરબલા મોઅલ્લા થી સ્વારમાં મોટરમા યા ઘોડા-ગાડીના રસ્તે ઔનબીન અલી અ+સ અને મુસૈયબ સાંજના પાછા કરબલા મોઅલ્લામાં, કરબલા મોઅલ્લા થી પાછા બગદાદ, બસરા, અને બસરા થી કરાચી ઝુવારો આવી પહોંચે છે.

આએ રસ્તેથી મુસાફરી કરવામાં દરેક ઝુવારોને જો કે આશરે રૂા. ૫ નો ખર્ચો વધારે લાગેછે, તેમ રસ્તામાં કોઇ જગોએ ઉતાવલ કરવી યા ખોટી થવું પડતું નથી, અને સર્વ રીતે રાહત મલેછે.

## રસ્તો ચોથો

કરાચી થી બસરા. બસરા થી રેલગાડીના રસ્તે મુફરક, કરબલા મોઅલ્લા, નજફેઅશરફ, નજફેઅશરફ થી પાછા કરબલા મોઅલ્લા, ઔનબીન અલી અ+સ. મુસૈયબ, બગદાદ, બસરા અને બસરાથી કરાચી ઝુવારો આવી પહોંચે છે.

## રસ્તો પાંચમો.

કરાચી થી બસરા, બસરાથી રેલગાડીના રસ્ત મુફરક, મુસૈયબ, કરબલા મોઅલ્લા, નજફેઅશરફ, નજફેઅશરફ થી પાછા કરબલા મોઅલ્લા, ઔનબીન અલી અ+સ અને ઔનબીન અલી અ+સ થી પાછા કરબલા મોઅલ્લા, કરબલા મોઅલ્લા થી રેલગાડીમા સીધા મુફરક થઇને બસરા અને બસરા થી ઝુવારો કરાચી આવી પહોંચે છે.

# નાસિહત.

શુક્ર ખુદાનો કરીયેં હમેશા જેયે કરમ કરી ઈનસાન કીધા.
દીન રાત એહની તોહીદ કરીયે નામ યે માઆ ખુદનુ હંયે ધરીયેં.
બંદાના ઉપર તાઅત છે વાજીબ હશ્રમાં બદલા મીલસે અજાઈબ.
અપના નબીની શરીયતપર ચલીયે નેકી કરી આ જહાંથી નીકલીયેં.
આલે નબીનો દમ રોઝ ભરીયે દીલમાં સદા નકશ એહના ચીતરીયે.
અઈમ્મતુલ અતહારની મોહબ્બત વાજીબછે મુમીન ઉપર બીલ ફરીઝત.
નાએબને એહના આસી ન થાવું એહના હુકમને સરપર ચડાવું.
નમવું હમેશા રબને ગમેછે ફોકને નમવાથી દરજો મીલેછે.
ઈનકાર કરીને ઈબલીસએ ભાઈ બદલામાં દવઝખની આગને પાઈ.
આદમ નબીની સજદા ન દીધો બદલામાં માલીકએ દવઝખમાં કીધો.
બાવા આદમને ઈબલીસ જો નમતો જન્નતની ઉંચી નેઅમતો જમતો.
ઈબલીસની નસલ દુનીયામાં ચાલી થોરોની ઝાડી આલમમાં ફાલી
ઈબલીસની નુતફાની નાપાક વાડી થોર ધતુરાને કાંટાની જાડી.
ઈબલીસની નસલનાં નાપાક કુતરા સીજીનથી દુનયાનાં આલમમાં ઉતરા.
ઈબલીસની નસલમાં કાબીલને હામ બુરાછે નીમરૂદ ફીરઓનના નામ.
બાતીલના લોકોને બાજુમાં લીધા હકના મવાલીના ખુનોને પીધા
ઈબલીસની નસલમાં સુફ્યાન નારી નાપાક પાણીની ગટર છે જારી.
સુફ્યાની થોરનાં નાપાક વેલા ઈબલીસના ઘરના સરવે છે ચેલા.
ઈબલીસના પાણી દુનીયામાં આયા સુફ્યાની નાપાક વેલાને પાયા.
બાદશાહી માથે નાખીને તાજ કુફ્રાને શામમા લીધા છે રાજ.
તખતના ઉપર બેસીને યારો દુશમનો રાજી થયા છે ધારો

આલે નબીને ખુબ સતાયા કરબો બલાના નકશા બતાયા.
સુફયાની ગટરના નાપાક પાણી આલે નબીની કદર ન જાણી.
સુફયાની ઘરનો હડકાયો કુતરો શામના બોગા લોકોમાં ઉતરો.
નાગણનાં પેટનો કાલો છે નાગ દુન્યામાં પસંદ કરી છે આગ.
આલે નબીના બાગમાં ચારો અદાવતના ઝેહરી ડંખને મારો.
કાચાને પાકા ફલોને તોડા ફીરાવા છે ઉપર કચરીને ઘોડા.
આલે નબીને જંગલમાં ઘેરા પાંચમાં નુરને ખનજરથી વેરા.
કતલ કરીને બાગના માલી ખેંચમાને લુંટીને કીધાછે ખાલી.
તલવારને તીરો ભાલાથી મારા સુરજને ચંદર બાકીના તારા.
તીરોના બારીશ ખુબ વરસાયા ફુરાતના કાંઠા ઉપર તરસાયા.
ભાઈ ભતીજા ભાણુજા સગલા કરબો બલામાં લાશાના ઢગલા.
અબાસભાઈ ને ફરઝંદ અકબર શકલથી જેહની મીસલે પયમ્બર.
ભાઈના ફરઝંદ અબદુલ્લા કાસમ દાદા છે જેહના મોલાના હાશમ.
ઔનો મોહમ્મદ ઝેયનબના બેટા શહાદત ખરીદીને જંગલમાં લેટા.
આહા હુસેના વાહા હુસેના ઝેયનબને કુલસુમ રોયે છે બહેના.
ઈમામના ફરઝંદ અસગરને ચારો માઅસુમની ગરદનમાં તીરને મારો.
પ્યાસથી અસગર ખુબ ચીલાયા પાણીના બદલામાં ખુનો પીલાયા.
અકબરને અસગરના લાશાને જોઈ ખેંચમામાં બીબીયો ચોધાર રોઇ.
અસહાબો બોહોતેર ઈમામના સાથે શહાદતને પાયા દુશમનના હાથે.
હોસથી કુરબાન થયા છે સગલા ગરમ રેતીમા લાશાના ઢગલા.
આખેરમાં ઈમામ હુસેનની વારી દુશમનનું ખનજર ગરદનમાં જારી.
તલવાર ને તીરો ભાલાઓ સાથે આફતનાં બારીશ વરસા છે માથે.
નારીએ શહીદ નુરને કીધા ભાલાના ઉપર માથાઓ લીધા.
દરદર ફીરાવી શામમાં આયા યઝીદની નાપાક દરબારમાં લાયા.

અબયાતને આદમજી ખતમ તું કરજે.
હુસેનના ગમમાં રોઈને મરજે.
સલવાતને સલામ હમેશા પડજે.
ઈમામના ગમમાં દીન રાત રડજે.

## મુંબઇ થી બસરા. (ખારો દરીઓ.)

**બ્રી. ઇ. સ. ને.** કુંપનીની સ્ટીમર **બસરા મેલ** જે **મુંબઈથી** દર ગુરૂવારે **કરાચી થઈ બસરા** તરફ રવાની થઇ છે તે નીચે મુજબના મુલકો કરતી **મુંબઇથી** બસરા ૭ મે દીન અને **કરાચી થી** બસરા ૫ મે દીન જઇ પહોંચે છે :—

| | | | | |
|---|---|---|---|---|
| મુંબઇ | થી | કરાચી | માઇલ | ૪૩૨ |
| કરાચી | ,, | અબુશેર | ,, | ૯૬૦ |
| અબુશેર | ,, | માહમરા | ,, | ૨૫૨ |
| માહમરા | ,, | બસરા | ,, | ૮૪ |

જુમલે માઇલ.........૧૭૨૮

**બ્રી. ઇ. સ. ને.** કુંપનીની ફાલતુ સ્ટીમર જે દર મંગળવારે **મુંબઇ થી** નીકળે છે ને **કરાચી** થઇ નીચેના બંદરો કરતી બસરે જઇ પહોંચે છે અને દીન ૧૦ અને ૧૨ની વચમાં તે સ્ટીમર **મુંબઇથી બસરે** પહોંચાડે છે, અને કદાચ કોઇ બંદરનો માલ વધારે હોવાથી ૧–૨ દીન વધારે પણ લાગે છે.

આએ **સ્ટીમર** દરીઆના કીનારાની બાજુએથી ચાલે છે, તેથી કરી તેને મોટો ચકરાવો કાપવો પડે છે અને તેના લીધે તેને મેલ સ્ટીમર કરતાં વધારે માઇલો કાપવા પડે છે, અને તે મેલ સ્ટીમર દરીઆની વચ્ચો વચમાંથી ચાલે છે :–

| | | | | |
|---|---|---|---|---|
| મુંબઇ | થી | કરાચી | માઇલ | ૫૬૪ |
| કરાચી | ,, | ગુવાધર | ,, | ૨૪૦ |
| ગુવાધર | ,, | મસકત | ,, | ૨૧૬ |
| મસકત | ,, | જાશક | ,, | ૧૨૦ |
| જાશક | ,, | બંદરઅબાસ | ,, | ૧૨૦ |
| બંદરઅબાસ | ,, | લીંગા | ,, | ૧૦૮ |
| લીંગા | ,, | બાહરેન | ,, | ૨૦૪ |
| બાહરેન | ,, | અબુશેર | ,, | ૧૫૬ |
| અબુશેર | ,, | ફાઉ | ,, | ૧૦૮ |
| ફાઉ | ,, | માહમરા | ,, | ૧૨૦ |
| માહમરા | ,, | બસરા | ,, | ૮૪ |

જુમલે માઇલ.........૨૦૪૦

## મુંબઈ થી કરાચી. (ખારો દરીઓ.)

**મુંબઈ થી બ્રીટીશ ઈન્ડીઆ સ્ટીમ નેવીગેશન કુંપનીની સ્ટીમર દર અઠવાડીયે બે વખત મુંબઈ થી નીકળેછે,** તેમાં એક સ્ટીમર **મુંબઈ થી વેરાવલ માંગરોર, પોરબંદર, માંડવી થઈ કરાચી** આવી પહોંચેછે, અને **કરાચી થી ગુવાધર, મસકત, જાશક, બંદરઅભાસ, લીંગા, ભાહરેન, અબુશેર, ફાઉ, માહમરા અને બસરા** જઈ પહોંચેછે.

બીજી સ્ટીમર (બસરા મેલ) દર ગુરૂવારે **મુંબઈ થી કરાચી, અબુશેર. માહમરા અને બસરા** જઈ પહોંચેછે, ઝુવારોને આએ સ્ટીમરમાં મુસાફરી કરવી જોઇએ કેમકે મુંબઇ થી બસરા મેલ કરાચીમા ૩૬ કલાક આવી પહોંચે છે, અને તેજ સ્ટીમરમાં કરાચીમાં જે ઝુવારો રેલગાડીના રસ્તેથી આવેલા હોય છે તેને તથા જે બસરે જનારા પેસેન્જરો હોય તેને લઇને બસરા તરફ રવાની થાયછે, મુંબઇ થી જે ઝુવારો આએ સ્ટીમરમાં ચડેલા હોય છે તેઓને કરાચી શહેરમાં આવવાને આપતા નથી કારણ કે કરાચીમાં જે ઝુવારો હોય છે તેઓને અંગ્રેજ સરકાર કરાચીની કોરન્ટાઇનમાં પાસ કરીને તેઓના બીસ્તરાઓને (દીસ ઇન ફેકશન) બાફમાં નાખેછે, ત્યાર બાદ કોરન્ટાઇનમાંથી સીધા સ્ટીમર ઉપરે ઝુવારોને લઇ જવામાં આવેછે.

હાલમાં સઘળા ઝુવારો આએ મેલ સ્ટીમરમાં બસરા તરફની મુસાફરી કરેછે તેનું કારણ એછે કે રસ્તાઓમાં પેસેન્જરોની ચડ ઉતરની કંઇ પણ તકલીફ પડતી નથી અને **ફૈઝના બાહોશ કારભારીઓ** આએ સ્ટીમરમાં દરેક ઝુવારોને મુસાફરી કરવા ફરમાસ કરેછે.

આએ સ્ટીમરનું ડેકનું નુર દરેક માણસના **મુંબઈ થી બસરા** સુધીના રૂા. ૩૬ અને **કરાચી થી બસરા** સુધીના રૂા. ૩૦) લાગેછે. ૩ થી ૧૨ વરસના બચ્ચાની અર્ધી ટીકીટ લાગે છે.

કરાચીના બારામાં સ્ટીમર આવીને લંગર કરશે કે તરતજ **ફૈઝે હુસેનીના માણસો** સ્ટીમર ઉપરે આવી લાગેછે અને જે ઝુવારો આવેલા હોઇ છે તેને ફૈઝ તરફથી જમણનું ઇજન આપે છે, આએ સ્ટીમર ઘણું કરીને દર શનીવારે સ્વારમાં કરાચીમાં આવી પહોંચે છે અને કરાચી થી તેજ સાંજના અથવા બીજે દહાડે આતવારના સ્વારમાં બસરા તરફ રવાની થાઇ છે.

આએ સ્ટીમર કોઇ કોઇ વખતે મુંબઇ થી કચ્છ માંડવીનું બંદર કરતી આવે છે, ત્યારે મુંબઇમાં તેના પેસેન્જરોને ડાકટરો (દીસ ઇન ફેકશન) પાસ કરતા નથી અને જે વખતે સ્ટીમર કરાચીના બારામાં આવેછે ત્યારે ફૈઝના માણસો ઝુવારોને કરાચીમાં ફૈઝના મકાનનાં લાવેછે ત્યાં ઝુવારોને જમણ જમારી કરાચીની કોરન્ટાઇમાં પાસ કરાવવાને લઇ જાય છે અને ત્યાંથી મછવામાં બેસારી સ્ટીમર ઉપરે લઇ જવામાં આવે છે, અને કોઇ કોઇ વખતે મેલ સ્ટીમર ધુરદા (ડંકા) ઉપરે આવી લંગર કરેછે ત્યારે ઝુવારોને મછવામાં બેસવાની તકલીફ પડતી નથી.

અગર જો તે મેલ સ્ટીમર મુંબઇ થી કચ્છ માંડવીનું બંદર કરશે નહિ અને સીધી કરાચીના બારામાં આવશે તો મુંબઇ માં પેસેન્જરોને પાસ કર્યા હશે તેના લીધે ઝુવારોને કરાચી શહેરમાં દાખલ થવાને આપતા નથી.

# નસિહત.

મુમીન બીરાદર હીંમત ન હારો નજાતીની કીસતીમાં જીવને તારો.
જીવ અમ્મારાહ ઈબલીસછે સમજો હવાની બાજી હરગીજ ન રમજો
નેકીની ખુશબો મગજમાં લેજો બદીની બદબોમાં ધ્યાન ન દેજો.
ઈલમના બાગમાં મીઠા છે મેવા હકના મવાલીની વાજીબ છે સેવા.
દાઅવતનીખીદમતમાંતકસીરનકરજો ઈમાન સાચું સીનામાં ભરજો.
બાકી છે દુનીયામાં નેકીના કામો તવારીખના દફતરમાં રોશનછે નામો.
નેકીના લોકોની બાકી છે યાદી વખણાય છે શીરત દુનયામાં સાદી.
નેકીના કદમ આગલ વઢાવો સખાવતના નીસાન ઉંચા ચઢાવો.
કોમે બવાહીરના સરદાર મોટા દાઅવતના બાગમાં ફુલના ગોટા.
દિદાર તમારા જાહેરમાં લાવો દીની મજાલીસમાં શોક સી આવો.
હિદાયતના સાચા મોતીને લેજો માલા બનાવીને મુમીન ને દેજો.
દુશમનની તલવાર બેતેજ બુઠી હાસીદની આંખમાં મીરચાની મુઠી.
હિદાયતના રસ્તા ઉપર દીલને ખોલો અદલના કાટામાં ઈનસાફ તોલો.
બાતીલના લોકોની પરવા ન રાખો દોઝખની આગમાં દુશમન ને નાખો.
આફત બલા ને ગિરદીશના ઘંટો જારી છે દુનયામાં ફશાદ ને ટંટો.
તંગીનો ઘાણીમાં ગરીબો પીસાઈ અનાજ વગરની ઘંટી રીસાઈ.
અજબ ઝમાનાની હાલત છે ભાઈ હકના મવાલીએ રાહત ન પાઈ.
હિદાયતના સારૂ દુનયામાં ઉતરા બુસાછે શહમાં સુફ્યાની કુતરા.
નવાસા નબીના કરબલા આયા શહાદત ખરીદી ખુનમાં ન્હાયા.
સુફ્યાની કુતરા મેદાનમાં ઉતરા નદીનાં મીઠા પાણીમાં મુતરા.
હકના ધણીને મહેમાન બુલાયા ગરમ રેતીના રણમાં સુલાયા.
મહેમાંને ભાલા ને તીરો ખીલાયા પાણીના બદલામાં ખુનો પીલાયા.
કરબલા બલાના નકશાને દેખો મુસીબત ઈમામની કમતી ન લેખો.
હકના નબીની ફુલદાર વાડી દુશમન એ જંગલમાં કાપીને પાડી.
સલવાત ને સલામ ઈમામને માથે બાવા ને ફરઝંદ સરવેના સાથે



# કરાચી શહેર.

આએ શહેર વેપારનું મોટું મથક છે અને તેમાં વસ્તી ૨ાા લાખ માણસોની ઉપરાંતની છે, અત્રેના બંદરમાં ઘણા વ્હાણો તેમજ મોટી મોટી સ્ટીમરો સહી સલામત રહી શકે તેવા ડંકાઓ મોટા ગંજાવર બાંધવામાં આવ્યા છે તે જગોને **કેમારી** કહે છે.

**કેમારીમાં** મજુરો અને કામદારોનું રોજગાર સારી રીતે ચાલી શકે છે કારણકે અત્રે વીલાયતથી જે સ્ટીમરો માલ લઇ આવે છે તેનો માલ ઉતારવાનું કામ હમેશાં ચાલુ રહે છે, અને તેમજ સ્ટીમરો દરરોજ આવ જા કર્યા કરે છે, **કેમારી** એક નાના શહેર માફક ગણવામાં આવે છે, અને ત્યાં માણસોની વસ્તી સારા જથ્થામાં રહે છે.

**કેમારી** શહેરથી ૩ માઇલ દુર છે અને ત્યાં ટ્રામમાં તથા ઘોડાગાડીમાં જવાય છે ટ્રામનું ભાડું દર માણસે બે આના લાગે છે.

ઝુવારોને પાસ કરવાની કોરંટાઇન પણ કેમારીમાં આવેલી છે.

**કેમારી થી** વીલાયતનો માલ જે સ્ટીમરોમાં આવેલો હોય છે તેને **કરાચી** શહેરના કસ્ટમ હાઉસમાં તેમજ **સિંધ, પંજાબ, કાબુલ,** વગેરે તરફ રેલગાડીના રસ્તેથી લઇ જવામાં આવે છે.

' **ફંડે હુસેની** " આએ ફંડ આખી **હિંદભુમીમાં** માત્ર આપણી કોમમાં એકજ ફતેહમંદીનું પોકાર કરતું ખાતું જોવામાં આવે છે તે ખાતાનો કારભાર અને તે **ફંડના** વધારાથી કોમને મગરૂર થવાનું છે તેના **પ્રેસીડેન્ટ** તથા **સેક્રેટરી** સાહેબ અને બીજા **ટ્રસ્ટીઓ** અને આપણી કોમના આગેવાનોની ઘણી ઉત્તમ ગોઠવણોથી તે ખાતું તારીફને ટોચે પહોંચી વધારે મજબુત થતું જાય છે, એ **ફંડની** શરૂઆત હીજરી સને ૧૩૦૫ના વરસથી શરૂ થઇ છે અને તેને આજે લગભગ કેટલાં વરસો થએલાં હોવા છતાં તે ફંડ દીન પર દીન તરક્કી કરતું રહ્યું છે. એ **ફંડની** સ્થાપના સૈયદના વમોલાના **અબદુલહુસેન હુસામુદદીન** સાહેબે પોતાના મુબારક હાથે **કરાચીમાં** કીધી હતી અને તે **ફંડના** બાનીકાર અને ભલા બે ખબરદાર આપના ભાઇઓ હતા જેઓની હસ્તીના લીધે આખા **કરાચી** શહેરના **ભાઈઓની** છાપ એક સુધરેલી જુમાઅત તરીકે આપણા જીગર ઉપર આજે બેસી ગયો છે.

આ બે ભાઇઓમા એક તો **શેખ ઇસાજી આદમજી** અને તેવાજ તેમના જોડીઆ **ભાઇ અલીભાઈ કરીમજી** હતા, જેઓ આ ફાની દુન્યા છોડીને જન્નત નશીન થયા છે, એ **ભાઇઓએ ફંડને** લાગતી કેવી તરક્કી કીધી છે અને તેઓએ કેવા કેવા સંગીન કામો કીધા તે બીના મજકુર **શેખ ઇસાજી આદમજી** તરફથી દરસાલ બહાર પડતા **ફંડના આમદ ખર્ચના** રીપોર્ટ ઉપરથી માલુમ પડયા હતા હાલમાં જે મકાનમાં ઝુવરો રાહત લીએ છે તે મકાન શરૂઆતમાં રૂા. ૩૦૦૦૦ના

ખર્ચે સખા શેઠ કરીમજી મુસાજીના ફરઝંદોએ પોતાના મરહુમ પીતા કરીમજી મુસાજીની યાદગીરીમાં બંધાવી **ફૈઝે હુસેનીમાં** વકફ કરેલ છે

શરૂઆતમાં **ફૈઝે** હુસેનીનું નામ **ફંડે હુસેની** હતું તે વખતે **કરાચીમાં શેખ અબદુલ્લાભાઇ મુલાં ફઝલઅલી શ્રી પાલણપુરવાલા** અમાલતમાં હતા તે સાહેબે મજકુર **ફંડે હુસેનીનું** નામ ફેરવીને "**ફૈઝે હુસેની**" નામ રાખ્યું છે.

રેલગાડીના તેમજ દરીઆઇ રસ્તેથી જે ઝુવારો (તેમજ હાજીઓ) કરબલા મોઅલ્લા જતા વખતે **ફૈઝે હુસેનીમાં** આવેલા હોય તેઓને જ્યાં સુધી **બસરાની** સ્ટીમરમાં ચડવાનું થાય ત્યાં સુધી **ફૈઝ** તરફથી હમેશાં જમણો આપવામા આવે છે, અને જે વખતે ઝુવારો **કરબલા મોઅલ્લાથી** મુશરફ થઇ પાછા ફરે છે તે વખતે સ્ટીમર **કરાચીના** બારામાં એકાદ દીન થોભે છે તેથી **મુંબઇ** તરફ જનારા ઝુવારોને તેમજ **કરાચી** આવી રેલગાડીના રસ્તેથી જનારા ઝુવારોને **ફૈઝ** તરફથી ૧૦ દીવસનું જમણનું ભોજન મલે છે.

કોઇ પણ મોઅમેનીન બીરાદર પોતાના કંઇ પણ કામ વાસ્તે **કરાચીમાં** આવવાનું બને તો તેને ૩ દીવસ સુધી રહેવાનું મકાન તથા ૩ દીવસ જમણનું ભોજન ફૈઝ તરફથી મલે છે, ઝુવારોના રાહાત વાસ્તે **ફૈઝે હુસેનીમાં** સામાન જેવાકે તલાઈ, તકીઆઓ ઓઢવાના બનુશા, દવાઇ વગેરે સર્વે ચીજો મોજુદ રાખવામાં આવે છે.

**ફૈઝે હુસેનીનું** મકાન એવા ઉત્તમ ગોઠવણોથી બાંધવામાં આવ્યું છે કે તેમાં એક તરફ નાની જેવી **મસજીદ, હોઝ** તથા **અંગોલીઆઓ** આવેલા છે તે જે સાહેબો **કરાચીમાં** મુશરફ થઇ આવેલા હોય તેઓને સારી રીતે રોશન છે.

## હાલમાં ફૈઝના કારભારીઓ નીચે મુજબ છેઃ—

ભાઇ યુસફઅલી અલીભાઇ કરીમજી ... ...પ્રેસીડેન્ટ.
" શેખ ઇબરાહીમજી શેખ જીવણજી
" અબદુલ્લાભાઇ શેખ ઇસમાઇલજી
" મુસભાઇ કરીમજી
" મહમદભાઇ ઇબરાહીમજી લોટીઆ
" યુસફઅલી આદમજી લુકમાનજી
" ઇસાજી આદમજી જાફરજી
" યુસફઅલી નુરભાઇ જાફરજી
" યુસફઅલી આદમજી લાકડાવાલા ... ...સેક્રેટરી.

પાકપરવરદીગાર **ફૈઝે હુસેનીના** શરૂઆત કરનારાઓને, મદદગારોને, અને તેના હાલના કારભારીઓને પંજતન **પાકના વસીલા થકી દુન્યા** અને **આખેરતની** નેઆમત બક્ષે.

**કરાચી ગામ** અંત્ર આપણી કામની મોટી મસજીદ છે જે **ફેંકો હુસેનીના** નજદીકમાંજ આવેલી છે તેનું બાંધણીનું કામ ઘણુંજ સારી રીતે બનાવેલું છે મસજીદના કમ્પાઉંડમાં એક મદરેસો આવેલો છે તેને મદરેસા **"હસની"** નામે કહે છે આએ મકાન સખી ગ્રહસ્થ મરહુમ **શેખ જીવણજી ઈબરાહીમજી**એ રૂા. ૧૨૦૦૦ હજારના ખરચે બંધાવી **જુમાત**ને વકફ કરી આપ્યું છે. તેમાં **કુરાન શરીફ, મરસીયા, ઉરદુ, ગુજરાતી, અંગ્રેજી**, વગેરેની તાઅલીમો છોકરાઓને આપવામા આવે છે. આએ મોટી મસજીદ સીવાય બીજી **નવીચાલીની મારકીટની** તથા **તઇફ્રાની** મસજીદોમા પણ છોકરાઓને **કુરાન શરીફ, મરસીયા** વગેરેની તાઅલીમ આપવામાં આવે છે.

**ગામથી સદર બજાર** એક માઇલ દુર છે ત્યાં ટ્રામમાં તથા ગાડીઓમાં જવાય છે ટ્રામવાળો દોઢ આનો દરેક માણસનો લીએ છે અંત્ર એક મોટી મસજીદ છે તેના કમ્પાઉંડમાં જુમાતખાનું તથા આમીલોને રહેવાનું મકાન બાંધેલું છે અને મસજીદના ઉપરના હાલમાં છોકરાઓને શીખવવાનો મદરેસો છે તેને મદરેસાએ **"હુસામીઆ"** કહે છે.

**કરાચી શહેર** તથા સદર બજારમાં મલી **આપણા ભાઇઓની** વસ્તી શુમારે ૫૦૦૦ ની છે અને દીનપર દીન વધતી જાય છે.

**કરાચી માં** જોવા જેવી જગા "**મગરપીર**"ના નામેછે તે **કરાચી** શહેરથી ૧૦ માઇલ દુર છે ત્યાં **ઘોડાગાડીમાં**, તથા **ઘોડા કે ઉંટ** ઉપરે, **બળદના ગાડાઓ** વગેરેમાં જવાય છે અને તેના ભાડાનો જેવો વખત તેવો ભાવ આપવો પડે છે, અંત્ર ગંધકના પહાડો હોવાથી ગરમ પાણી રાત દીવસ પહાડમાંથી ઝરા કરે છે અને દરદી જેવા કે **ગુમડાવાલા, રગપીતવાલા, ખાજવાલાઓને** તરત ત્યાં નહાવાથી ફાયદો થાય છે ત્યાં પાણીના મોટા બે હોઝ છે તેમાં એકમાં વધારે ગરમ પાણી રહે છે અને બીજામા થોડું થોડું ગરમ પાણી રહે છે આએ હોઝની બાજુમાં એક નાનું તલાવ બાંધેલું છે તેમાં **'મગરમછ'** ઘણા રહે છે.

કરાચી ગામ *(city)* અને સદરની *(camp)* વચ્ચમાં **રણછોડલાઇન** નામે જગા આવેલી છે ત્યાંના ચોકમાં એક કુબો આવેલો છે તેમાં **ભાઇજીભાઇ ઈબને કાદીભાઇની** કબર છે તે સાહેબોનો ઓરસ તા. ૨ જી **રજ્જબ** ના આવે છે તે દીન સદરની **હુસેની** કુંપની તરફથી તે કુબાને **ઘણા** ભપકામાં અને પુર રોશની **સાથે શણગારવામાં** આવે છે **પાકપરવરદીગાર** તેઓને જઝાએ **ખૈર** આપે અને તેઓની **દુન્યવી** અને **આખેરતની ઉમીદોને પુરી કરે.**

કરાચીમાં સરકારી બગીચા, મ્યુનીસીપાલ બગીચા, ફ્રીઅર હોલ, કલીફટન, સીંધ મદરેસા તુલ ઇસલામ, તેમજ બીજી **અંગ્રેજી** તથા ગુજરાતી સ્કુલો અને કોલેજો વગેરે ઘણી છે, અને જો તેની પુરતી રીતે વિગત લખીએ તો એક ચોપડી બને માટે તેને પડતી મુકી આપણે આપણા **મકસદ** ઉપરે પહોંચવું છે.

# તમસીલે નફસાની રેલવે.

તમસીલ ઝીંદગીની છે રેલના બરાબર ખોલી તું કાન દીલના સાંભલજે એ બીરાદર.
દુન્યામાં જે જનાયો મોલુદ થઈને આયો ગોયામીલી ખુદાથી યહા તને લૈન કીલીયર.
સીટી વજાવે છે જેમ ઇંજીન પહેલે યારો મોલુદ રોઇછે તીમ જન્તી વખત મુકરર.
ટેલીગરાફનો હર થમ્બોછે ગોયા હફ્તો હરમાહછે મીસલમાં એ માઇલના બરાબર.
ટેલીગરાફ ગોયા હબલુલમતીં છે યારો છેરોછે એક જમીંપર ને બીજો આંસમાંપર.
બારે મહિના ગોયા ટેશન છે એ યારો ઉતરેછે ને ચડેછે જ થામ હર મુસાફીર.
નાલા નદીને દરીઆ ખુગધા ને જંગલો જીમ હર જાગાપર અયાછે તીમ દરવરસના અંદર.
આવી અગર પડે તુ મુશકીલના ભહેર અંદર નેકીના પુલ બનાવી તે જાગથી ગુજર કર.
જીમ થામથામ દેરે સીગનેલની છે ભાઇ કાયમછે તીમ વલીયુલ અમરબી હરજગાપર.
ઇંજનની ગીઝાછે જીમ કોલસાને પાણી ઇલમો અમલના તોશો લેજે તું રાહ અંદર.
ઇંજીન અગર સહીછે રસ્તા બાં છે મુસદ્દફા તાબી તું સાથ લેજે હરએક જગાપર રહેબર
હરએક ટરેનમાંછે જીમ ગાર્ડને દરાઇવર તીમ આલેમુસ્તફાછે યહાં લોમીયાને રહેબર.
ખુગદાની ઝુલમતામાં આવી પડ અગર તું લઇ હુબ્બે પંજતનની તું રોશની ગુઝરકર.
આલે અબાના હુબની લેજ ટીકીટ એ ભાઇ તાકે તુંને ન રોકે વાંકન ટીકીટ કલેકટર.
શહેરોને ગામડાઓ આવે નઝર અગરતો જોતા હુવા ચલો જા તારા મકાન ઉપર.
આવેછે ચેકરો જીમ હરજા ટીકીટને જોવા તીમ પુછશે કબ્રમાં તુંને નકીરો મુનકીર.
જેએ કફનથી કાઢી દેખાડજે ટીકીટ તું તા દેખતા ટીકીટના ચેકરને આવે ચક્કર.
આ રેલના મુસાફીર જાનો ઇમાન સાથે અમનોઅમાનમાં પહોંચ યારબ વટનનાઅંદર.
એજંટો કંપનીના સબ આલે મુસ્તફા છે ડી.ટી એસ. અગરજો પુછો છે નફેદીન સરવર.
હામી એ નફેદીન ના અફલાકની બકાતક ઓલાદ મુસ્તફા સબ રહેજો બે હુકકે દાવર.
લોકો મને કહેછે સબ માસ્તર વલેકીન દાવતની કંપનીનો અદનોછું એક પોર્ટર.

## કરાચી થી બસરા. (ખારો દરીઓ.)

મુંબઈથી દર ગુરૂવારે બી. ઇ. સ. ને. કુંપનીની સ્ટીમર જે બસરા મેલ થઇને રવાની થાય છે, તે કરાચીમાં શનીવારે સ્વારમાં આવી પોહોચે છે, અને તેજ મેલમાં કરાચીના જુવારો કોરનટાઇનમાં પાસ થઇ ત્યાંથી સીધા સ્ટીમર ઉપરે સ્વાર થાય છે.

આએ સ્ટીમર કરાચી થી બસરે દીન ૫ માં જઇ પહોંચેછે, અને નીચેના બંદરો કરેછેઃ—

**કરાચી થી અબુશેર** અત્રે સ્ટીમર આશરે કલાક ૦ાા થોભે છે.

**અબુશેર થી માહમરા** સ્ટીમર માહમરા આવી લાગે છે કે તરતજ પાસ પોર્ટની તપાસ વાસ્તે અંગ્રેજ સરકારનો માણસ આવે છે.

**માહમરા થી બસરા** સ્ટીમર બસરાના "માગીલ બંદરે" લંગર કરેછે કે તરતજ ફૈઝે હુસેનીનો મેનેજર જુવારોને સ્ટીમર ઉપર લેવાને આવે છે.

##  બસરા શહેરનું "માગીલ બંદર." 

કરાચીથી દર રવીવારે બસરા મેલ સ્ટીમર સ્વારના આશરે ૧૧ ના વખતે ઉપડેલી તે ગુરૂવારે આશરે સાંજના ૪ કલાકે માગીલ બંદરે આવી લાગે છે, અને જો તે સાંજના સ્ટીમર આવી લાગશે નહિ અને રસ્તામાં કઇ અડચણના લીધે લેટ હશે તો ત્યાં રાતના પરશીઅન ગલ્ફની સાંકડી નહેરમાં પાણી થોડું રહે છે તેથી સ્ટીમર રાતના ચાલશે નહિ અને બીજે દહાડે જુમાના દીને સ્વારમાં પાણીની ભરતીમાં માગીલ બંદરે આવી લાગે છે

સ્ટીમર લંગર કરે છે કે તરતજ ફૈઝનો મેનેજર તેમજ ત્યાંના વેપારી મોમેનીન ભાઇઓ જુવારોને લેવાને આવે છે, સ્ટીમર ઉપરે પાસ પોર્ટની તપાસ થવા બાદ જુવારોને તેઓના સામાન સાથે કસ્ટમ હાઉસના શેડમાં લઇ જવામાં આવે છે. જે શેડ સ્ટીમર ઉભે છે તેની સામે બાજુએજ આવેલું છે, ફૈઝના જાણીતા મજુરો સાથે તે શેડમાં જુવારોનો સામાન લઇ જવામાં આવે છે, શેડમાં સર્વ સામાન આવવા બાદ દરેક જુવારોએ પોતાનો સામાન તપાસી લેવો, કસ્ટમ ખાતા તરફથી જકાતી માલની તપાસ કરવામાં આવે છે તેથી તેને સામાન ખોલી દેખાડવો પડે છે અને જો જકાતી માલ હશે તો તે ઉપરે કસ્ટમ ખાતાને જકાત પણ આપવામાં આવે છે.

કસ્ટમ ખાતાના ઓફીસરને સામાન ચેક કરવામાં સવલ પડે તેના વાસ્તે ફૈઝનો મેનેજર સર્વ જુવારોનો માલ ગણી એક લીસ્ટ બનાવી આપે છે અને તે લીસ્ટ ઉપરથી તે ઓફીસર પેટીઓ, બીસ્તરાઓ, દબાઓ, વગેરે ચેક કરે છે સર્વ સામાનની તપાસ થયા બાદ જુવારોને રજા આપે છે.

બસરેથી દર જુમાના દીવસે સ્વારમાં ૧૦ વાગે "ફાસ્ટ રેલ્વે ગાડી" કરબલા મોઅલ્લા જવા વાસ્તે રવાની થાય છે તે કલાક ૨૫ માં પહોંચાડે છે, અને બાકીના દીવસોમાં હમેશા રાતના ૧૦ વાગે "સ્લો રેલ્વે ગાડી" રવાના થાય છે તે કલાક ૩૮માં કરબલા મોઅલ્લા પહોંચાડે છે.

કેટલાક રેલવેવાલાઓ તેઓના ટાઇમ ટેબલમાં પણ ફેરફાર કરે છે.

ગુરૂવારે સાંજે મેલ સ્ટીમર બસરાના "માગીલ" બંદરે આવેલી હોઇ અને જે સાહેબો જુમાના દીવસની ફાસ્ટ ગાડીમાં જવાને ચાહતા હોઇ તેઓએ પોતાના અસબાબની તપાસ થવા બાદ મોટર યા ઘોડા ગાડીમાં બેસી ફૈઝના મકાનમા જઇ રાતને રાહતમાં ગુજારે અને વલતે દીને સ્વારમાં ૧૦ વાગે ફાસ્ટ ગાડીમાં યા સ્લો ગાડીમાં જેમ તેઓને સઘવડતા પડે તે દીવસે કરબલા મોઅલ્લા તરફ રવાના થાઇ.

જુમાના દીવસે સ્વારમાં સ્ટીમર આવેલી હોઇ અને જે સાહેબો ફાસ્ટ ગાડીમાં જવા ચાહતા હોઇ તે માગીલ બદરેથી સીધા કરબલા મોઅલ્લા તરફ રવાના થાઇ અને સર્વે ચીજોનો બંદોબસ્ત ફૈઝના મેનેજર કરી આપે છે તેમજ જુવારોને માગીલ બંદરે જમણ જમારવાનો બંદોબસ્ત કરવામા આવે છે.

માગીલ બદરથી ફૈઝના મકાને જવાનું તમજ ત્યાંથી મકીના સ્ટેશને જવાનું દરેક જુવારને આશરે રૂ. ૩નો ખર્ચ લાગે છે.

ગુરૂવાર સાંજે સ્લો ગાડીમા જનારા જુવારોને માગીલ બંદર ઉપરે ફૈઝ તરફથી જમણ જમારી ત્યાંથીજ રેલગાડીમાં જુવારોને બેસારી મકીના સ્ટેશને લઇ જવામા આવે છે અને ત્યાંથી રાતના ૧૦ વાગે ગાડી કરબલા મોઅલ્લા તરફ રવાના થાઇ છે.

મેલ સ્ટીમર થી તે મકીના રેલવે સ્ટેશન સુધી માલ વગેરેની મજુરીના દરેક જુવારે આશરે રૂ. ૧) ખર્ચ લાગે છે.

રેલગાડીના ખાખાઓનો, તેમજ સર્વે અસબાબોનો બંદોબસ્ત **ફૈઝનો મેનેજર કરી આપેછે,** તેમજ ત્યાં રેલવે ખાતા તરફથી એક **પીલગીરીમ ઇન્સ્પેકટર** જુવારોની મદદ અને રાહત વાસ્તે રાખવામાં આવેલ છે, તે પણ જુવારોને માગીલ બંદર ઉપરે આવી મદદ આપેછે, અને જનાઇના રેલવે ખાખાઓ, રીટર્ન ટીકીટ વગેરેનો બંદોબસ્ત કરી આપે છે.

**દરેક જુવારે રેલવે રીટર્ન ટીકીટના આશરે રૂ. ૪૦) નો ખર્ચ લાગે છે.**

જુવારોને સ્લો ગાડીમા યા ફાસ્ટ ગાડીમાં માગીલ બંદરથી સીધી મુસાફરી કરવામાં આવે તો ગણું સારૂંછે, કારણ કે હાલમાં માગીલ બંદર ઉપરે **ફૈઝે હુસેનીના** કારભારીઓએ રૂ. ૨૦૦૦ માં એક મોટી કેબીન જુવારોના રાહત વાસ્તે ખરીદ કરવામાં આવેલ છે, અને જે વખતે સ્ટીમર આવી લાગે છે, અને કસ્ટમ ખાતા તરફથી જકાતી માલની તપાસ થવા બાદ, તે ફૈઝની કેબીનમાં જુવારો એ પોતાના સામાન મુકવા, અને જો તેજ સાંજના સ્લો રેલ ગાડીનાં રસ્તે કરબલા મોઅલ્લા તરફ રવાના થાય અથવા બીજે દીવસે જુમાના દીને જે ફાસ્ટ રેલ ગાડી જાય છે તેમાં મુસાફરી કરે અને જુવારોનો સર્વે અસબાબ ફૈઝની કેબીનથી રેલ ગાડીના ખાખામાં ભરી મકીના સ્ટેશને સીધો લઇ જવામાં આવે છે.



ઈરાક રેલવે નો નકશો.
દરેક સ્ટેશન બગદાદ નાર્થ થી.... માઈલ દુર છે
મુસલ
શરકાટ ૧૯૭
સામરાહ ૭૬
બગદાદ
રેનાલીમા ૧૦૦
ઈસ્ટ ૨
દીઆલા ૧૩
ગરના
સલમાન પાક
મુસૈયબ ૪૪
કરબલા મોઅલ્લા ૮૦
હીલ્લા ૬૪
ગુમન ૯૮
દીવાનીઆ ૧૧૫
રમેથા ૧૫૪
સમાવા ૧૭૦
નજફે અશરફ આશરે ૧૨૦
નાસીરીઆ ૯
ખીદર ૧૯૯
દારાજી ૧૯૮
બાથા ૨૦૭
ઉર જંકશન ૨૨૬
શેખસાઅદ
અમારા
રાતરા
ઉજર નબી
કરનાહ
કુરાત નદી
કરુન નદી
માગીલ ૩૫૩
મકીના ૩૫૦
શુબા ૩૪૦
જુબેર સીટી ૩૪૫
જુબેર જંકશન ૩૪૯
બસરા
૦ રેલવે સ્ટેશન.
રેલવે લાઈન.
રેલવે લાઈન થવાની છે.
" રાહે કરબલા "
યાને.
કરબલા મોઅલ્લા ની મુસાફરી ની ચોપડી.
આવૃતિ બીજી સુધારા, વધારા સાથે ઈ.સ. ૧૯૨૪ માં
આદમજી મુસાજી રા (કેમ્પબલસ્ટ્રીટ કરાચી-સીટી)
તરફથી છપાઈ બહાર પડી છે.

# ઇરાક રેલવે ખાતા તરફથી થર્ડ (ત્રીજા વર્ગ) ક્લાસની રીટર્ન ટીકીટ.

## ખાસ ઝુવારોના વાસ્તે રેલ્વે ખાતા તરફથી હાલમાં નીચે મુજબની રેલ્વે રીટર્ન ટીકીટ રાખવામાં આવેલી છે:—

| | | | |
|---|---|---|---|
| ૧ બસરાના માગીલ બંદર થી અથવા બસરાના મકીના રેલ્વે સ્ટેશન | થી | હીલ્લા, અથવા મુસૈયબ સુધીના.... | ..રૂા. ૧૨ા |
| ૨ મુસૈયબ થી અથવા હીલ્લા | થી | બગદાદ વેસ્ટ સુધીના......... | રૂા. ૨) |
| ૩ બગદાદ વેસ્ટ (પશ્ચિમ) | થી | બસરાના માગીલ બંદર અથવા મકીના સ્ટેશન સુધીના......... | રૂા. ૧૪ાા |
| | | જુમલે રૂા.... | ૨૯ |

૩ થી ૧૨ વરસના બચ્ચાંઓની અર્ધી ટીકીટ લાગે છે અને રીટર્ન ટીકીટ ત્રણ માસ સુધી ચાલે છે.

તા. ૧૦ મી ડીસેમ્બર ૧૯૨૩ ના રોજે હીંદીઆ બેરેજ થી કરબલા મોઅલ્લા સુધીની રેલવે લાઇન ચાલુ કરવામાં આવી છે તેની રીટર્ન ટીકીટ ના આશરે રૂા. ૩)

રેલવે ખાતા તરફથી કરબલા મોઅલ્લા થી નજફે અશરફ સુધીની રેલવે લાઇન લઇ જવાનો ઠરાવ નક્કી કરવામાં આવ્યો છે અને ઉમીદ છે કે નજદીકમાંજ તેનું કામ ચાલુ થશે અને તે ચાલુ થયેથી તેની રીટર્ન ટીકીટ ના આશરે રૂા. ૩)

ફર્સ્ટ અને સેકંડ ક્લાસની રીટર્ન ટીકીટ ઝુવારોને રેલવે ખાતા તરફથી આપવામાં આવતી નથી.

## હાલમાં ઇરાક રેલવેની સીંગલ ટીકીટ નીચે મુજબ છે:—

| | ફર્સ્ટ ક્લાસ. | સેકંડ ક્લાસ. | થર્ડ ક્લાસ. |
|---|---|---|---|
| બસરાના મકીના સ્ટેશન થી કરબલા મોઅલ્લા. (વાયા મુસૈયબ યા હીંદીઆ થઇને) | રૂા. ૬૭ાા≈ | ૪૫)≈ | ૨૨ાા– |
| બગદાદ થી કરબલા મોઅલ્લા. (વાયા મુસૈયબ યા હીંદીઆ થઇને) | રૂા. ૧૨ા≈ | ૮ા | ૪ા≈ |
| મુસૈયબ થી કરબલા મોઅલ્લા. | રૂા. ૪ાા≈ | ૩ા≈ | ૧ાા– |

# બસરા શહેર.

બસરામાં ફૈઝે હુસેની તરફથી ઝુવારોને બે વખત જમણનું ઇજન મલે છે એક કરાચીથી જતી વખતે અને કરબલા મોઅલ્લાથી ફારેગ થઇ પાછા વલતી વખતે અને બાકી જેટલા વખત ત્યાં ઝુવારોનું રહેવાનું થાય તેટલો વખત પોતાનુ પકાવી જમવું પડે છે.

ફૈઝે હુસેનીનું મકાન નદીના કીનારે નવા બસરામાં આવેલું છે. આ મકાનમાં મોટી રકમ જંગબારવાલા રહીશ શેઠ મહમદઅલી પીરભાઈ તથા ઈસમાઇલજી જીવણજી તરફથી રૂા. ૨૫ હજારમાં ખરીદ કરી ફૈઝે હુસેનીને વકફ કરવામાં આવ્યું છે, આએ મકાનનો ચોથો હિસ્સો ટરકી સરકારે મોટા રસ્તાઓ કરવાને ખાતર લઇ લીધેલો હતો અને તેથી કરી ફૈઝના કારભારીઓએ તે મકાનની પછવાડેના બાજુમા બીજા અરબ લોકોના મકાનો હતા તે નાદાર રકમોથી ખરીદ કરી હાલમા એક મોટી જગા બંધાવી છે જેમાં ઝુવારો લગભગ ૨૦૦ ઉપરાંત અકીજ વખતે આરામ લઇ શકે છે, આએ મકાનના બાંધકામ વગેરે વાસ્તે રૂા. ૪૦ હજારના લગભગ ખરચ થયો છે, પાકપરવરદીગાર ફૈઝના મદદગારોને જન્નત નશીન કરે અને દુન્યામાં તંદુરસ્ત સલામત અને તેઓના દામનોને હમેશા ભરા હુવા રાખે.

બસરાના કીનારે એક મસજીદ આવેલી છે તેની અંદર એક કુઓ છે તે કુવાની અંદર ત્યાંના લોકો કહે છે કે આએ જગાપર મૌલાના અલી અ+સ ના કદમ મુબારકની નીશાની છે, આએ જગાને "અલી મુકામ" કહે છે.

જુના બસરામાં હોડીમાં બેસી નદીના રસ્તેથી, ઘોડા ગાડી તેમજ મોટરમા જવાય છે અને તેનું આશરે રૂા. ૦॥ જવા આવવાના ખર્ચ લાગે છે અને ત્યાં વેપારીઓ વગેરેની દુકાનો સારા જથામાં છે.

કરબલા મોઅલ્લા શરીફથી ઝુવારોને પાછા બસરામાં આવવાનુ થાય છે તે વખતે જો ખારા પાણીની સ્ટીમર બ્રી. ઈ. સ. ને. કંપનીની તૈયાર હશે તો ઝુવારોને તેજ દીવસે કરાચી તરફ રવાના કરશે અને જો તૈયાર નહિ હોય તો જેટલો વખત ત્યાં રહેવાનું થશે તેટલો વખત પોતાનું પકાવી જમવું પડે છે અને બસરે આવવા જવાનું ગાડી ભાડું તથા સરસામાન વગેરે મજુરીના આશરે રૂા. ૨ દરેક ઝુવારને ખર્ચ લાગે છે.

**બ્રી. ઈ. સ. ને.** કુંપનીની સ્ટીમર જે **બસરેથી** દર રવીવારે નીકળે છે તે **કરાચી થઇ મુંબઇ** પહોંચેછે તે સ્ટીમરમાં જગા સારી મેળવવાને ખાતર ઝુવારો સ્ટીમર ઉપરે જવાને ઘણા ઉતાવળા થાયછે પણ તે સ્ટીમરના **કપતાન ઝુવારોને** સ્ટીમર ઉપરે વહેલા ચડવાને આપતો નથી અને જે વખતે સીડીને તે પેસેંનજરો વાસ્તે નીચે ઉતારે છે ત્યારે પેસેંનજરોને સ્ટીમર ઉપરે ચડવાને આપે છે, ઝુવારોને જગાઓ વાસ્તે ઉતાવળ કરવા નહિ કારણ કે **કૂંઝે હુસેનીના** માણસો તે સ્ટીમરવાળા **તંદલ** સાથે બંદોબસ્ત કરી સઘળા ઝુવારોની જગાઓ રોકાવી રાખે છે અને તે છતાં એક બે ઝુવારોને પણ સ્ટીમર ઉપરે જવાની જોગવાઇ કરી આપે છે, અને તે ઝુવારો બીજા જે સઘળા ઝુવારો હોય છે તેઓની જગા સ્ટીમર ઉપરે સભાલી રાખે છે.

**બસરાના કૂંઝે હુસેનીના બીજે મજલે ચડતાં સીડીના નીચે એક કોટરી છે તેમાં "ભાઈ સાહેબ હાતીમભાઇ ઇબને સૈયદી અબદુલકૈયુમ"ની કબરછે, આ સાહેબ સૈયદના વમોલાના અબદુલકાદર નજમુદદીન સાહેબની દીકરીના દીકરા થાય છે, તે સાહેબની કબર પાસે થંડક ઘણીજ રહે છે અને ત્યાંથી બહાર નીકળતા ગમતું નથી.**

કૂંઝના મકાનની જમણી બાજુએ એક લાકડાનો મોટો પુલ આવેલો છે તે ઉપરથી મોટરો, ઘોડાગાડીઓ વગેરે ચાલે છે, અને ડાબી બાજુએ એક લાકડાનો નાનો પુલ આવેલો છે જે ઉપરેથી ફક્ત માણસો ચાલે છે આ બેઉ પુલ ઉપરેથી પસાર થઇ (અશાર બસરામાં) મોટી બજારમાં તેમજ "અલી મુકામ"માં જવાઇ છે.



## "અલી મુકામ."

એમ કહેવામાં આવે છે કે જે વખતે **મૌલાનાઅલી** અ.સ **જમલની લડાઈ** વાસ્તે પધારા હતા અને તેના ફતેહના બાદ પોતાના લશકરો સાથે અત્રે ઉતારો કીધો હતો અને તે સબબથી આ જગામાં બરકટ છે, ત્યાંનો મુઝવ્વીર સલામ પડાવે છે, **અને મૌલાનાઅલી અ.સના** કદમ મુબારકની જગા બનાવે છે, આ જગોએ ઘણા મોઅજીઝા જાહેર થયા છે, અને હાજતમંદોની હાજતો આ મકાનની બરકતથી તમામ થાઇ છે.

**મીરઝાઅલી થી રીવાયત છે કે:—** હીજરી ૧૨૯૧માં **ટરકી** લશકરમાં એક સીપાઇ હતો જેનું નામ **"સાલેહ"** હતું તે સીપાઇને લકવાની બીમારી લાગુ પડી હતી અને બસરાના **ટરકી** સરકારે પોતાના દવાખાનામાં કંઇક મુદત સુધી દવા કરી પણ કંઇ ફાયદો થયો નહિ, આખરકાર તે **સાલેહ અલી મુકામના** દરવાજા પાસે આવ્યો અને જુતાઓ મુકે છે ત્યાં બેઠો અને ખરા દીલના સાથે

નોહા.



## મૌલાના અસ્ગર અ+સ.



બાનુંને કહા પીટકે સર દેકે દોહાઇ હુએ હુએ અલી અસગર
તકદીરને મુઝમાં કો તેરી લાશ દેખાઇ હુએ હુએ અલીઅસગર.
અરમાનથા દીલમેં કે તેરા બ્યાહ કરૂંગી છોટેહીસે સીનમેં
સો સાલગીરાભી યે તેરી હોને ન પાઈ હુએ હુએ અલી અસગર.
અફસોસ હે તુમ ગુંઠનીઓબી ચલને ન પાએ યે રહે ગયા અરમાન
ઉમીંદ મેરી તુંજમે નીકલને ન પાઇ હુએ હુએ અલી અસગર.
ક્યા જલદ કઝા આકે તુંજે લે ગઇ અફસોસ અએ લાડલે મેરે
પાંઉભી તુમ્હે ચલતે ન મએં દેખને પાઇ હુએ હુએ અલી અસગર.
યે ટોપીયો કુરતા કહો પહેનાઉ મએં કીસકો અબ બદલે તુમ્હારે
યાહાં તુમકો તો તકદીરને હુએ કફની પહેનાઇ હુએ હુએ અલી અસગર.
મએં કહેતીથી તું ફાતેહા દીલવાએગા મેરા ઓર દફન કરેગા
અફસોસ તેરે આગે મુઝે મૌત ન આઇ હુએ હુએ અલી અસગર.
કીસ તરાહસે બેખુદહો પડે સોતેહો અબતક કરવટભી નહિં લી
ઇસ વકત મે યે નીંદ ભલા કેસી હે આઇ હુએ હુએ અલી અસગર.
યે ચાંદ મેરા ડુબ ગયા ખુને શફકમે ખા તીરકા પએકાન
ઇસ ગમસે મેરી આંખોમે હુએ તૈરગી છાઇ હુએ હુએ અલી અસગર.
આવાજ મેરી સુનતેહી આતે થે મેરે પાસ ગોદીમેં હુમક કર
અબ રોના મેરા સુનકે પલકભી ન ઉઠાઇ હુએ હુએ અલી અસગર.
કલતક તો પડે કરતેથે આંખોસે ઇશારે તુમ દુધ કે ખાતર
યે આજ ખમોશી તુમહે કીસ તરેહકી આઇ હુએ હુએ અલી અસગર.
નહેલાતી ન થી મએ કભી અંગનાઇમેં તુજકો અએ યુસફે સાની
યાંહાં લાશ તેરી ખુનકે દરીયામેં નહાઇ હુએ હુએ અલી અસગર.
મુઝ માંસે જો તુંમ રૂઠકે જંગલમેં પડેહો અએ નાઝની મેરે
યે ગોદ મેરી પેંઆરે તુંમે કયું ન ખુશઆઇ હુએ હુએ અલી અસગર.
બે ગોદ મેરે નીદ ન આતીથી તુમેં હાએ અએ પેઆરે ઘડીભર
અબ નીંદ તુંમહે ખાકપે કીસ તરહાસે આઇ હુએ હુએ અલી અસગર.
સુનતા નહી ફરીયાદ યાંહાં ઇસ ઘડી કોઇ મુજ કુખ જલીકી
દેતી હું ખડી કબસે મુહમ્મદકી દોહાઇ હુએ હુએ અલી અસગર.

# કરબલા મોઅલ્લાથી ઔન બીન અલી અ+સ અને મુસૈયબમાં ફરઝંદાને મુસલિમ બીન અકીલ અ+સ ની ઝીયારતો.

## ( ઘોડા ગાડીનો રસ્તો. )

ઝુવારો બસરેથી વાયા મુફરક, હીંદીઆ અથવા બગદાદ થઈને કરબલા મોઅલ્લા, નજફે અશરફ, કુફા, વીગેરેની ઝીયારતો કરી પાછા કરબલા મોઅલ્લામાં આવી પહોંચા હશે, અને તે બાદ મૌલાના ઔન બીન અલી અ+સ અને મુસૈયબમાં મુસલિમ બીન અકીલ અ+સના બે ફરઝંદોની ઝીયારતો કરવા બાદ બગદાદ તરફ સલમાન પાક વગેરેની ઝીયારતો વાસ્તે જવાનું છે.

કરબલા મોઅલ્લાથી રેલગાડી આશરે બપોરના ૧૨ ના અમલે મુસૈયબ વાસ્તે રવાના થાઇ છે તે આશરે ૪ ના વખતે મુસૈયબના સ્ટેશને આવી લાગે છે.

ઝુવારોને ઘોડા ગાડીનો બંદોબસ્ત કૈઝના મેનેજર કરી આપે છે, અને તેનાથી એવી શરતો કરવામાં આવે છે કે ઝુવારોને રસ્તામાં ઔન બીન અલી અ+સ નો રોઝો આવે છે, ત્યાંની ઝીયારત કરાવવા બાદ મુસૈયબ તરફ ગાડીને લઇ ચાલે અને ૮ માણુસો બેસી શકે તેવી ઘોડાગાડીના આશરે રૂા. ૬ થી ૮ લાગે છે. (રેલવે ગાડીનું ભાડ઼ કરબલા મોઅલ્લાથી મુસૈયબ સુધીના દરેક માણુસના આશરે રૂા. ૧॥ લાગે છે.) અને ઘોડાગાડીમાં મુસૈયબ તરફ જવાથી ત્યાં રાત રહેવું પડતું નથી અને તે આખા દીવસના દરમીયાનમાં ઝીયારતો કરી સાંજના આશરે ૮ ના અમલે ઝુવારો બગદાદ જઇ પહોંચે છે.

કરબલા મોઅલ્લામાં આકા હુસેન અ+સ ની તેમજ આકા અબાસઅલી અ+સ ની આખરી ઝીયારતો વીદાની કરવા બાદ સ્વારના ૭ ના અમલે ગાડીમાં બેસી રવાના થાઇ તાકે કલાક ૧॥ અને માઇલ ૭ ના બાદ મૌલાના ઔન બીન અલી અ+સ નો રોઝો મુબારક આવે છે, ત્યાની ઝીયારત કરી તેના મુઝવ્વીરને કાફલે દીઠ રૂા. ૦॥ યા ૧ આપી રાજી કરવો અતરે રોઝાની આજુ બાજુમાં માણુસોની વસ્તી નથી ફક્ત છુટા છવાયા બે ચાર ઝુપડાઓ જોવામાં આવે છે, અતરેથી કલાક ૪॥ અને માઇલ ૩૦ ની મંઝીલ કીધા બાદ મુસૈયબ આવી લાગે છે.

મુસૈયબમાં ઝુવારોની ગાડી આવી લાગે છે કે તરતજ કૈઝનો માણુસ ત્યાં આવી પહોંચે છે, અને સર્વે ઝુવારોને પાણીના પુલ ઉપરેથી પેદલ કૈઝના મકાનમાં લઇ જવામાં આવે છે, (આએ પુલ

ઉપરેથી વજનદાર ગાડીઓને પસાર થવા આપતા નથી) અને ઝુવારોનો સર્વે અસબાબને ઘણી બરાબર ચોકસ કરી પોતાના જાણીતા હમાલો સાથે મુસૈયબના રેલવે સ્ટેશન ઉપરે સીધો મોકલવામાં આવે છે, ઝુવારોએ પોતાના સામાનની બીલકુલ ધાસ્તી રાખવી નહિ, દાગીનાઓ ઘણેલાઓ હશે, અને તેજ મુઆફીક સહી સલામતી હાલતમાં સ્ટેશને પહોંચવા બાદ ઝુવારોએ પોતાના દાગીનાઓ તપાસી લેવા તે બાદ તે હમાલોને મજુરીના પૈસાઓ આપવામાં આવે છે, તેમજ તે હમાલો ઝુવારોના સામાનના જોખમદાર પણ રહે છે, અને રેલવે ગાડી આવતાં રેલવે સ્ટેશનના બીજા હમાલો સાથે ફૈઝનો માણસ બંધોબસ્ત કરી રેલવે ખોખામાં ઝુવારોનો સર્વે અસબાબ મુકાવી આપે છે, તેમજ સારી જગા મેળવી આપવાનો બંધોબસ્ત પણ કરી આપે છે.

મુસૈયબ ના પાણીના પુલ ઉપરેથી રેલવે સ્ટેશન સુધી માલ લઇ જવાની મજુરીના દરેક ગાડી એકના આશરે રૂા ૧ાા લાગે છે.

ઝુવારો ફૈઝના મકાનમાં પહોંચવા બાદ વઝુ વગેરે કરવાની તૈયારીમાં હશે, તે દરમીઆનમાં ફૈઝનો માણસ ઘોડાગાડીનો બંદોબસ્ત કરી ગાડીઓ લાવે છે. આએ ગાડીઓ જેમ કરબલા મોઅલ્લામાં ઉંચી બેઠકની હોઇછે તેમ હોતી નથી તે ગાડીઓ અનાજ વગેરે માલ ઉપારવાની હોય છે, તેથી તેની બેસવાની બેઠક હોતી નથી તે ગાડીની જમીન ઉપરે બેસવું પડે છે, તેમાં ઝુવારો બેસી મુસલિમ બીન અકીલ અ.સ ના ફરઝંદોની ઝીવારત કરી ત્યાંના મુઝવ્વારને દરેક ઝુવારે આનો યા બે આના આપી રાજી કરવો તેમજ ત્યાં ઘણા ગરીબ લોકો પણ હાજર હોય છે તેઓને પણ કંઇ આપી રાજી કરવા તે બાદ ત્યાંથી ઝુવારોને ગાડીઓમાં રેલવે સ્ટેશન તરફ લઇ જવામાં આવે છે અને ઝુવારો સ્ટેશને પહોંચવા બાદ કલાક ૦ાા યા ૧ ના બાદ રેલવે ગાડી કરબલા મોઅલ્લાથી આવી લાગે છે તેમાં બેસી સીધા બગદાદ તરફ જવાય છે.

ઉપલી ઘોડાગાડીમાં માણસો ૮ થી ૧૦ બેસી શકે છે અને ફૈઝના મકાનથી ફરઝંદાને મુસલિમ બીન અકીલ અ.સના રોઝા સુધી અને ત્યાંથી રેલવે સ્ટેશન ઉપરે લઇ જવાના દરેક ગાડીના આશરે રૂા. ૨ાા થી ૩ લાગે છે.

અગર જો રેલવે ખાતા તરફથી કરબલા મોઅલ્લાથી મુસૈયબ સુધી જવાનો વખત સ્વારના ૯ કલાકના અંદરનો રાખવામાં આવ્યો હશે તો ઝુવારો તે રેલવે ગાડીને મુસૈયબના સ્ટેશને પહોંચી શકશે નહિ, કારણ કે ઝુવારોની ઘોડાગાડી મુસૈયબમાં આવવા અગાઉ તે રેલવે ગાડી મુસૈયબના સ્ટેશનથી બગદાદ વાસ્તે રવાના થઇ ચુકી હશે, ઝુવારોને લાચારન મુસૈયબમાં રાત રહેવાનું થશે, પછી ચાહે તો ઘોડાગાડીની યા રેલવે ગાડી મારફતે મુસાફરી કરી, મુસૈયબ જવાનો બંદોબસ્ત કરે.

# કરબલા મોઅલ્લા થી ઔન બીન અલી અ+સ, મુસૈયબ, અને પાછા કરબલા મોઅલ્લા.

## ( મોટર અથવા ઘોડાગાડીના રસ્તે. )

કરબલા મોઅલ્લામાં કૈઝના મેનેજર મારફતે મોટર ગાડી અથવા ઘોડાગાડીનો બંદોબસ્ત કરી સ્વારમાં મૌલાના હુસેન અ+સ અને મૌલાના અબ્બાસ અલી અ×સ ની ઝીયારતો કરી ગાડીમાં બેસી મૌલાના ઔન બીન અલી અ×સની ઝીયારત વાસ્તે રવાના થાએ તે બાદ મુસૈયબ જઇ પહોંચે ત્યાંની ઝીયારત કરવા બાદ પાછા કરબલા મોઅલ્લામાં આવી લાગે છે, ૪ માણુસની મોટરના આશરે રૂા. ૨૦ થી ૨૫, ૮ માણુસની ઘોડાગાડીના આશરે રૂા. ૧૫ થી ૨૦ જવા આવવાના લાગે છે મોટર ગાડી કલાક ૫ માં અને ઘોડાગાડી કલાક ૮ માં પાછી કરબલા મોઅલ્લા આવી લાગે છે.

ઝુવારો કરબલા મોઅલ્લાથી બગદાદ થઇ બસરા અથવા મુફરક યા હીંદીઆ થઈ બસરા જઈ પહોંચે છે.

---

# કરબલા મોઅલ્લા થી મુસૈયબ.

## ( રેલ ગાડીને રસ્તે. )

કરબલા મોઅલ્લાથી મુસૈયબ રેલગાડીમાં જવાથી ૭ માઇલ કાપવા બાદ રસ્તામાં **ઔન સ્ટેશન** આવે છે, તેનાથી ૧૫ મીનીટના પેદલ રસ્તા ઉપર મૌલાના ઔન બીન અલી અ+સનો રોઝો આવે છે અને ત્યાં રેલ ગાડી ફક્ત ૧૦ મીનીટ થોભે છે તેથી ઝુવારોને ઝીયારત કરવાનો મોકો મલતો નથી તે વિશેની ઝુવારોની ફરયાદ રેલવે ખાતાઓને થઇ ચુકી છે, અને ઉમીદ છે કે જલદીમાં તેઓ **ઔન સ્ટેશન** મૌલાના ઔન બીન અલી અ+સના રોઝા નજદીકમાંજ કરશે, યા રેલગાડી થોભ-વાનો એટલો વખત વધારશે કે જેથી ઝુવારો રાહતથી ઝીયારત કરી પાછા રેલવે **ઔન સ્ટેશને** આવી પહોંચે અને ત્યાંથી મુસૈયબ વાસ્તે રવાના થાઇ, જ્યારે આવી રીતની સગવડ ઝુવારો વાસ્તે થઇ જશે તે વખતે ઘોડાગાડીમાં બેસી ઝુવારોને કરબલા મોઅલ્લાથી મુસૈયબ આવવાની જરૂર પડશે નહિ.

# મુસૈયબ શહેર.

**મુસૈયબમાં** ફૈઝે હુસેની નું મકાન નદીના કીનારા ઉપરે આવેલું છે. આએ મકાન શેઠ **ઈસાજી ઇસમાઈલજી કરીમજી કરાચીવાલા તરફથી રૂ. ૫૦૦૦ માં** ખરીદ કરી ફૈઝે હુસેનીને વકફ કરવામાં આવ્યું છે અને તે મકાનમાં ઝુવારોના રાહતવાસ્તે સારી ગોઠવણ કરવામાં આવીછે.

ફૈઝના મકાનથી આશરે ૨ માઇલ દુર ડાબે હાથને રસ્તે લીલા રંગના બે નાના કુંબાઓ દેખાઇ છે તેની અંદર બે કબરો આવેલી છે ૧ મૌલાના મહમ્મદ ઇબ્ને મુસલિમ બીન અકીલ અ+સ ૨ મૌલાના ઇબરાહીમ ઇબ્ને મુસલિમ બીન અકીલ અ+સ, આએ રોઝામાં દાખલ થતાં આંખોસી આંસુઓ જારી થાઇ છે.

આએ રોઝાથી આશરે માઇલ ૨ દુર રેલ્વે સ્ટેશન આવેલું છે, અતરે એક હોટલ છે તેથી ત્યાં રોટી, એદા, દહી, ચાહ વગેરે મલે છે.

**મુસલિમ બીન અકીલ અ+સ** ની શહાદતના બાદ. બેઉ ફરઝંદો રસ્તો ભુલી જંગલની તરફ નીકળી ગયા, ત્યાં મલઉનના એક સીપાઇએ તેઓને ગીરફતાર કીધા અને મલઉન ઉબેદુલ્લા બીન ઝીયાદના નજદીક લાવ્યો, અને તે મલઉનના હુકમથી તે બેઉને કેદખાનામાં કેદ કીધા તે કેદખાનાનો દરબાન સાહેબે ઇમાન અને અહેલેબએતનો મોહિબ હતો, બેઉ ભાઇઓ આપસમાં પોતાના દુખોની વાતો કરતા હતા અને જ્યારે તે વાતોને દરબાને સુની ત્યારે તે તેઓની નજદીક આવીને કહેવા લાગો કે તમો અહેલેબએતના ફરઝંદો છો અને હવે તમોને હું વધારે વખત આ કેદખાનામાં રાખીશ નહિ અને એક રાત્રે તેણે બેઉ ભાઇઓને જમણ જમારી સંતોષ કીધા, અને જ્યારે પાછલી રાત થઇ ત્યારે બેઉ યતીમો દરદોગમના ગીરફતારોને કહેવા લાગો કે હું તમોને કેદખાનાથી આજે છુટા કરૂં છું અને આ સામે " **કાદસીઆ** " નો રસ્તો દેખાઇછે તે રસ્તેથી તમો ચાલ્યા જાઓ, બેઉ ભાઇઓ કેદ ખાનામાંથી નીકલી તે રસ્તો લીધો. રસ્તામાં બીહીકના લીધે ધ્રુજતા હતા અને કોઇ ઝાડોના પાંદડાઓ હવાથી હીલતા હતા ત્યારે પણ ધાસ્તી ખાઇ જતા હતા, અને છુપી છુપીને રસ્તો પસાર કરતા હતા અફસોસ સદ અફસોસ થોડુંક ચાલીઆ કે રસ્તો ભુલી ગયા.

જ્યારે સવાર થઇ ત્યારે પીસરે ઝીયાદને ખબર થઇ કે મુસલિમ અ+સ ના ફરઝંદો કેદખાનામાંથી નાશી ગયા છે તરતજ મલઉન એ તેની તલાસ વાસ્તે ચારો તરફ ઘોડાઓને દોરાવીઆ

બેઉ ભાઇઓ ચાલી ચાલીને થાકી ગયા ત્યારે એક તલાવના નજદીકમાં ઝાડ હતું ત્યાં જઇને બેઠા, એટલામાં એક જઇફા બાઇરો ત્યાં પાણી ભરવાને આવી લાગી તેણે બે ભાઇઓને પુછ્યું કે તમો કોણ છો અને શા વાસ્તે હએરાન, પરેશાન દેખાવો છો, આ વાત સાંભળીને તે યતીમ આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યા, અને કહેવા લાગા કે અએ જઇફા તું અમારા દોસ્ત દારોમાં થી છે યા બદખ્વાહોમાં થી છે, યાર વફાદાર છે યા દુશમન જફાકાર છે તે જઇફાએ અરજ કીધી કે હું અહેલેબએતે રીસાલતની લોંડીઓમાંથી એક કનીજક વફાદારછું અને જનાબે ફાતેમાના ફરઝંદોપર દીલોજાનથી નીસાર અને કુરબાનછું, આ વાત સાંભળીને તે બેઉ ભાઇ કહેવા લાગા કે અમો મુસલિમ બીન અકીલ અ+સ ના ફરઝંદો છીએ, આ વાત સાંભલતા તે જઇફા તેઓના પગપર પડી ગઇ અને કહેવા લાગી કે અએ શહેઝાદાઓ હવે તમો અમારા ઘરે ચાલો અને ત્યાં આરામ કરો.

આખરકાર તે જઇફા બેઉ સાહેબઝાદાઓને ઘેર લઇ ગઇ અને તેઓને જમણ જમારી સંતોષ કીધા અને એક છુપા હુજરામાં તેને લંઇ જઇ નરમ નરમ બીછોના ઉપરે તેઓને સુવારીઆ.

થોરો વખત ગુજરીઓ કે તે જઇફાનો કમ્બખ્ત શોહર "હારીસ મલઉન" ઘરે આવ્યો. તે બીબીએ પુછ્યું કે આજે એટલો વખત સુધી તું કહાં હતો, તે મલઉન કહેવા લાગો કે અએ બીબી આજે પીસરે ઝીયાદે હુકમ કીધો હતો કે મુસલિમના ફરઝંદોને જે કોઇ દારૂલ ઇમારતમાં લાવશે તેને સારૂ ઇનઆમ આપવામાં આવશે, મે તેઓની તલાસમાં એટલી બધી ઘોર ધુપ કરી કે મારો ઘોડો થાકી ગયો અને હું પણ કરીબે હલાકતે પહોંચોછું, મગર તેઓનો પત્તો મલ્યો નહિ.

આ વાત સાંભળીને તેની બીબી કહેવા લાગી કે અએ કાફીર ખુદાથી દર, રસુલે ખુદાની શરમ કર, અને તુંને મુસલિમ બીન અકીલના ફરઝંદોથી શું કામ છે, જમણ જમ અને આરામ કર, તે મલઉન બે ચાર નીવાલાઓ ઝટપટ જમીને સુઇ ગયો.

એક પહોર રાત ગુજરી ત્યારે અફસોસ સદઅફસોસ તે બદબખ્ત કાફીર એકાએક જાગી ઉઠયો અને કહેવા લાગો કે જલદી બટી રોશન કરો, એટલુંજ કહીને પોતેજ ઉભો થયો અને બટી લઇને તે હુજરામાં ગયો, અને તે સાહેબઝાદાઓને જોઇને પુછવા લાગો કે તમો કોણછો, કહાંથી આવ્યાછો, ત્યારે બેઉ ભાઇઓએ કહયું કે તું અમને અમાન આપ ત્યારે મલઉને કહયું કે તમોને અમાન છે, યતીમોએ કહયું કે અમો મુસલિમ બીન અકીલ અ+સ ના ફરઝંદો છીએ, આ વાત સાંભળીને મલઉન દીલમાં ખુશ થયો, જયારે સ્વાર થઇ ત્યારે બેઉ યતીમોના ઝુલફા બાંધીને પગે ચલાવતો ચલાવતો ફુરાત નદીના કાંઠા ઉપરે લઇ ગયો, તેની પછવાડે તેની બીબી, લોંડી, ગુલામ અને તેનો છોકરો જઇ પહોંચ્યા, અને અરજ કીધી કે ખુદાના વાસ્તે એઓને નહિ માર, ખુદાથી દર, રસુલે ખુદાના ફરઝંદોની શરમ કર, એટલામાં તે કાફીરે બીબીને જખમી કીધી, અને પોતાના ગુલામને કહેવા લાગો કે આ શમશીર આબદાર લે અને આ બેઉને કટલ કર, ગુલામે તેમ કરવાને ના કહી અને નદીમાં પડી બીજે પાર તરફ આલી ગયો.

તે બાદ તેણે પોતાના છોકરાને હુકમ કીધો કે આ બેઉને કટલ કર, તેના છોકરાએ કહયું કે વલ્લાહ આ કામ મારાથી હરગીજ બન્નાર નથી, એમ કહી ત્યાંથી નાશી ગયો, તે બાદ તે મલઉન હાથમાં તલવાર લઈને બેઉ ભાઇની તરફ આવ્યો તે બીચારા બીહી ગયા, અને કહેવા લાગા કે, અમોને નહિ માર, અમારા માંથાના ઝુલફાને મુંદાવી કોઇને પણ વેંચી નાખ તો તારો મુદઆ પુરો થાશે અને તુંને ઘણો માલ મલશે, તે મલઉન કહેવા લાગો કે હું તમોને કટલ કરવા સીવાઇ હરગીજ મુકનાર નથી, તેઓએ કહયું કે અમારી બેકસી અને યત્તીમી પર રહેમખા, કાફીરે કહયું કે મારા દીલમાં રહેમ બીલકુલ નથી, જ્યારે તે યતીમો સીતમ રસીદાઓએ જોયું કે આ જાલીમ અમોને કટલ કરવા વગર રહેશે નહિ, ત્યારે માયુસ થઇ, રોઇ રોઇને કહેવા લાગા કે અએ મલઉન એટલી પુરસદ આપ કે અમો વઝુ કરીને નમાઝ પડીએ, હએ હએ અફસોસ તે મલઉને તે પણ માન્યું નહિ, અને મોટા ભાઇની તરફ દોડીઓ, નાના ભાઇએ કહયું કે અએ સીતમગર પહેલાં મને માર કે હું મારા મોટા ભાઇનો દાગ ન ઉઠાવું, મોટા ભાઇએ કહયુ કે અએ જાલીમે જફાકાર પહેલાં મને માર કે હું મારા નાના ભાઇને કટલ થએલો નહિ જોઉં, આખરૂલ અમર તે મલઉન બેહયાએ પહેલા મોટા ભાઇને શહીદ કીધા, તે બાદ નાના ભાઇને શહાદતનો જામ પીવરાવ્યો, અને તેઓના નાઝનીન બદનોને ફુરાત નદીમાં નાખી દીધા.

ઇન્ના લિલ્લાહે વઇન્ના ઇલૈહે રાજેઉન.

# નોહા.

## ફરઝંદાને મુસલિમ અન્સ.

માંસે કુફીસે જુદા બાપ ના સરપર રહા
કહેતે થે આંસુ નીકાલ માર ન હારીસ હમે
મારે તમાચે જો હેં હાલ યે કીસ્સે કહે
દોનો હે રૂખસાર લાલ માર ન હારીસ હમે
ભાગને કે હમ નહિં જુલફોંકો છોર એ લઇ
તું ગુસ્સે કો અબ દીલસે ટાલ માર ન હારીસ હમે
હાયે ન ઘર જા સકે માકો હમ ન પા સકે
સદમાહે હમકો કમાલ માર ન હારીસ હમે
હમહે યતીમેં જફા કીયા હે હમારી ખતા
હે યેહી તુજસે સવાલ માર ન હારીસ હમે.

હારસકી યેહ બાબીને કહા ઉસ ઘડી રોકર અએ કાફીરે બે દરદ
યેહ તીફલ હએ મઆસુમ હએ કર રહેમ તું ઇનપર અએ કાફીરે બે દરદ
કયું ખેંચતા હએ જુલફોંકો ઇન બચોંકે હરદમ કર ખોફ ખુદાકા
લેતા હએ વબાલ ઇનકા અબસ આજ તું સરપર અએ કાફીરે બે દરદ
યેહ દોનું યતીમીમેં ગીરફતાર હુવે હએ મરનેસે પીદર કે
કયું ઇનકો દીખાતા હએ તું અબ ખેંચકે ખંજર અએ કાફીરે બે દરદ
લાઝીમ હએ તુંજે ઇનકી યતીમીપે કરે રહેમ ઓર કટલસે બાઝઆએ
હએ બુરજે વલાયત કે યેહ દેનો મહે અનવર અએ કાફીરે બે દરદ
યેહ મર રહે હએ ગરદીશે અફલાકસે ખુદહી દમ ઇનમે નહી હએ
હરદમ ન દરા તું ઇન્હે તલવાર દીખાકર અએ કાફીરે બે દરદ
ગુસ્સેસે નીકાલ ઇન્પે ન તું દીદએ પુર કહેર યેહ જાતે હએ સહેમે
કાટીલ ન હો ઇનકા કે યેહ હએ જાને પયમબર અએ કાફીરે બે દરદ
દુનીઆ કે લીએ દીનકો તું હાથસે મત દે યે બાત મેરી માન
સમજાતી હું દીલ સોઝી મએં દીલજલી રોકર અએ કાફીરે બે દરદ
અલ કિસા કીયા કટલ ઉનહે અએસે સીતમસે પથ્થર હુઆ પાણી
હરચંદ વોહ કહેતી રહી બા હાલતે મુઝતર અએ કાફીરે બે દરદ
અએ હએદરી યે ફએલે જબું ઉસકા જો દેખા ખલકત ને ખુદાકી
હારસસે કહા કહેર ખુદાકા પડે તુંજ પર અએ કાફીરે બે દરદ.

# કરબલા મોઅલ્લાથી મકકા, તથા મદીના મુનવ્વર.

જે સાહેબો કરબલા મોઅલ્લાથી હજ વાસ્તે જવાને ચાહતા હોઇ તો તેઓ નીચે મુજબના રસ્તેથી જઇ શકે છે.

હાલમાં બગદાદથી મોટર ગાડી હલબના રસ્તે થઇ તે તરફ જાય છે, માટે તોટર ગાડીનો બંદો બસ્ત કરબલા મોઅલ્લામાં અથવા બગદાદમાં ફૈઝે હુસેની ના મારફતે કરવો અને ઝુવારોને સર્વે રીતની સઘવડો ફૈઝ તરફથી કરી આપવામાં આવે છે.

બગદાદથી શામ ૪ માણસો બેસી શકે તેવી મોટર ગાડી દીન ૬ માં શામ પહોંચારે છે, તે આખી મોટરના આશરે રૂા. ૫૦૦ લાગે છે.

શામ થી મદીના મુનવ્વર હાલમાં રેલવે લાઇન ચાલુ થઇછે તે દીન ૬ માં મદીના મુનવ્વર પહોંચારે છે, તેના આશરે રૂા. ૧૫૦ દર એક માણસના લાગે છે, અને એવું સાંભળવામાં આવે છે કે આએ રૂા. ૧૫૦ માં થી રૂા. ૭૫ ત્યાંની સરહદના અરબ બંદુઓને રેલવે ખાતા તરફથી ફાલો આપવામાં આવે છે, તેથી હાજીઓને રસ્તામાં લુંટાઇ જવાની કંઇ પણ ધાસ્તીઓ રહેતી નથી.

જ્યારે હાજીઓની ગીરદી વધી જાયછે, ત્યારે મદીના મુનવ્વરમાં રેલગાડીના મુસાફરી કરી આવ નારા હાજીઓને દીન ૧૦ અને ઉંટના મુસાફરી કરી આવનારા હાજીઓને દીન ૩ રહેવા આપે છે.

મદીના મુનવ્વરથી પાછા રેલ ગાડીના રસ્તે શામ, મીસર, બેતુલમુકદદસ, ઓકંદરીઆ, યાફા, પોર્ટ સાઇદ, જીદદા અને જીદદાથી ઉંટના રસ્તે દીન ૧૧ બાદ મક્કા મોઅઝઝમાં માં જઇ પહોચે છે.

ઉપર મુજબ બગદાદથી મુસાફરી કરવામાં દરેક માણસે આશરે રૂા. ૨૦૦૦ અને કરાચી થી યા મુંબઇ થી મુસાફરી કરવામાં આશરે રૂા. ૨૫૦૦ નો ખર્ચ લાગે છે.

# મુસૈયબ થી બગદાદ.

## ( રેલગાડી ના રસ્તે. )

મુસૈયબથી રેલગાડી નીચે મુજબના સ્ટેશનો કરતી કલાક ૪ ના બાદ બગદાદ વેસ્ટનાં સ્ટેશને જઈ પહોંચે છે :—

| દરેક સ્ટેશન બગદાદ નાર્થથી જુમલે માઇલ દુર છે. | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૪ | મુસૈયબ | થી | ઇસકંદરીઆ | માઇલ | ૧૦ |
| ૩૫ | ઇસકંદરીઆ | ,, | મુફ્રરક | ,, | ૨ |
| ૩૩ | મુફ્રરક | ,, | માહમુદીઆ | ,, | ૮ |
| ૨૫ | માહમુદીઆ | ,, | બગદાદ સાઉથ | ,, | ૨૦ |
| ૬ | બગદાદ સાઉથ | ,, | બગદાદ વેસ્ટ | ,, | ૨ |
| ૪ | બગદાદ વેસ્ટ | ,, | | | |
| | | | | | ૪૨ |

---

# કરબલા મોઅલ્લા થી નજફેઅશરફ.

## ( મોટર અથવા મોટરલારી ના રસ્તે. )

કરબલા મોઅલ્લાથી દરરોજ સ્વારમાં મોટરો નજફેઅશરફ તરફ જાઇ છે, ૪ માણસ બેસે તેવા મોટરના રૂ. ૧૫ થી ૨૦ લાગે છે તેમજ તેવી મોટરમા બેસવાથી સામાનના વાસ્તે ઝુવારોને જુદી ઘોડાગાડી કરવી પડે છે, મોટર લારી જેમાં ૧૨ માણસો સર્વે સામાન સાથે બેસી શકે છે તેવા લારી ના રૂ ૪૦ થી ૪૫ લાગે છે, આવા મોટરલારી માં હાલમાં ઝુવારો સ્વારી કરેછે અને તેમાં ઝુવારોને રાહત મલે છે.

મોટરના તેમજ મોટરલારી ના ભાંગ વધઘટ પણ થયા કરે છે.

મોટર અથવા મોટર લારી નજફેઅશરફના "સરા" મકાનના દરવાજા અંદર કંમ્પાઉડમાં ઝુવારોને લાવી ઉતારે છે અને કરબલા મોઅલ્લાથી કલાક ૩ મા નજફેઅશરફ આવી પહોંચેછે.

એક મોટરલારી નો સામાન કોટડીમાં મુકવાની મજુરીના આશરે રૂ. ૦ાા લાગે છે.

# કરબલા મોઅલ્લા થી નજફેઅશરફ.

## ( ઘોડા ગાડી ના રસ્તે. )

કરબલા મોઅલ્લાથી ઝુવારોની ઘોડાગાડીઓ થંડા વખતે ચાલે છે અને તે ગાડીમાં ૪ ઘોડાઓ અથવા ખચ્ચરો જોરવામાં આવે છે, આએ ગાડીઓના રસ્તામાં સ્ટેશનો આવે છે ત્યારે તેઓ ઘોડાઓની બદલીઓ કરે છે અને આશરે ૧૩ કલાકમા નજફે અશરફમાં પહોંચાડે છે, આએ ગાડીમાં સામાનના સાથે માણુસ ૮ બેસારે છે અને તેનું ભારૂ રૂા. ૨૦ થી ૨૫ લાગે છે.

નજફેઅશરફના કીલ્લાના દરવાજા પાસે આપણી કોમનું મકાન નામે "સરા" આવેલું છે, આએ દરવાજા પાસે ઝુવારોની ગાડી આવી લાગે છે કે તરતજ હુકમાની ફેઝના મેનેજર ઝુવારોને લેવા વાસ્તે આવી લાગે છે અને ઝુવારોને તેમજ સર્વે અસબાબોને સરામાં લઇ જવામાં આવે છે, ઝુવારોની કોટડીમાં સામાન લઇ જવાની મજુરીના દરેક ગાડીના રૂા. ૦ા લાગે છે.

હાલમાં ઝુવારો ઘોડાગાડીની હાડમારી ભોગવતા નથી અને તેઓ મોટર લારી માં સ્વારી કરે છે અને તે મોટર લારી ઝુવારોને મકાનના દરવાજા અંદર લઇ જવામાં આવે છે તેથી ઝુવારોને રાહત મલે છે.

નજફેઅશરફ બાકી ૭ માઇલ દુર રહે છે કે મૌલાના અલી અ+સના કુબા શરીફની ગુંમચી નઝર આવે છે અને સોનાનું પતરૂં સુરજ મીસાલ ચમકે છે.

નજફેઅશરફની જમીન કરબલા મોઅલ્લા કરતાં ઘણીજ ઉંચી છે બલકે તે ટેકરી ઉપરે વસેલું છે અને તેની ચારે બાજુની જમીનો નીચી હોવાથી કુબા શરીફ ઘણી દુરથી નજર આવે છે.

---

# કરબલા મોઅલ્લા થી નજફેઅશરફ.

## ( રેલવે ગાડીના રસ્તે. )

ઇનસાફી અને માયારૂ બ્રીટીશ અંગ્રેજ સરકારે બસરાથી બગદાદ અને તે સીવાઇ બીજા આડે રસ્તે ઝુવારો તેમજ ત્યાંના રહેવાસીની સગવડ ખાતર રેલવે લાઇન ખોલવામાં આવી છે.

હીંદીઆ બેરેજથી કરબલા મોઅલ્લાની લાઇન અને કરબલા મોઅલ્લાથી નજફે અશરફ જવાની લાઇન ખોલવાનો ઇરાદ રેલવે ખાતાએ પોતાનો પ્રોપોઝલ પાસ કરેલો છે, અને તા. ૧૦–૧૨–૧૯૨૩ ના રોજે ત્યાંના શરીફ અને હાઇ કમીશનરના હાથ ઉપરે હીંદીઆ બેરેજથી કરબલા મોઅ-લ્લાની લાઇન ખોલવામાં આવેલી છે અને ઉમીંદ છે કે તેઓ નજદીકમાં કરબલા મોઅલ્લાથી નજફે-અશરફની લાઇનનું કામકાજ પણ શરૂ કરશે તાકે ઝુવારોને વધારે રાહત થશે.

હાલમાં ચોપડીના કરતાં એ કરબલા મોઅલ્લાથી નજફેઅશરફની લાઇન નકશામાં દેખારેલી છે.

# નજ્મે અશરફ.

## મનકબત.

તું મુલ્કે ઝુલ જલાલ કા નાઝીમ હે યા અલી
જીબરઈલ સા મલક તેરા ખાદીમ હે યા અલી
મીકાઈલ તેરે દરકા મુલાઝીમ હે યા અલી
સજદા તેરી જનાબ મેં લાઝીમ હે યા અલી
વો બહેર તું હે જીસકા કોઈ આશ ના નહિં
સબ કુદરતેં ખુદાકી હે લેકીન ખુદા નહિં.
દમ કહે રહા હે સીને કે અંદર અલી અલી
હે રૂહ કા વઝીફા બરાબર અલી અલી
લીખ્ખા હુવા હે લોહે જીગર પર અલી અલી
દીલમે અલી અલી હે તો લબપર અલી અલી
યા કા હેરલ અહુવે વયા ના સેરલ વલી
યા મઝહરલ અજાએબે યા મુરતઝા અલી.
એક મેં તો કયા કહેં મેરા સબ ઘર અલી અલી
બોલું મેં જાકે કબ્રકે અંદર અલી અલી
તલવાર પર ખુદા તે હે અકસર અલી અલી
હર બૈત કી કલી હે મુકરરર અલી અલી
યા કા હેરલ અહુવે વયા ના સેરલ વલી
યા મઝહલ અજાએબે યા મુરતઝા અલી.
નામે અલીકા વીર્દ કયા ઈસમાઈલને
નામે અલીકા વીર્દ કયા ઈસરાઈલને
નામે અલીકા વીર્દ કયા ઈઝરાઈલને
હર જંગમેં યે બૈત પડી જીબરઈલને
યા કા હેરલ અહુવે વયા ના સેરલ વલી
યા મઝહરલ અજાએબે યા મુરતઝા અલી.

ઝુવારોની મોટર લારી સરા મકાનમાં આવી લાગે છે કે તરતજ હુકુમાની ફેઝ તરફથી એક વખતના જમણનું ઇજન ઝુવારોને મલે છે, અને જે વખતે નજફેઅશરફ થી પાછા કરબલા મોઅલ્લા તરફ રવાના થાઇછે ત્યારે પણ એક વખતનું ઇજન મજકુર શેક તરફથી આપવામાં આવેછે.

આપણા મકાનને ત્યાંના લોકો **"સરા"** નામે કહે છે.

ઝુવારોએ મકાનમાં ઉતારો લીધા પછી ગુસલ કરી વઝુ અને પાક કપડાઓ સાથે તૈયાર થઇ રહે છે કે તરજ આપણી જુમાતનો મુઝવ્વીર સર્વે ઝુવારોને **મૌલાના અલી અ+સની** ઝીયારત વાસ્તે રોઝા શરીફમાં લઇ જાઇ છે.

રોઝા શરીફની બહારની સહેન ઘણી મોટી છે અને ત્યાંથી પહેલા દરવાજા પાસે ઉભા રહી સલામ પડાવે છે તે પછી અંદરની સહેનના દરવાજા પાસે ઉભા રહી તે બાદ ઝરી મુબારકની સામે ઝુવારોને બેસારી સલામ પડાવે છે.

તે રૂપાની ઝરીના અંદર **મૌલાના અલી અ+સ ની** તથા તેના જમણી તરફ **આદમ નબી અ+સ** ની અને તેના ડાબી બાજુ તરફ **નુહ નબી અ+સ** ની કબરો આવેલી છે.

ઝરી મુબારકમાં એક લાકડાની પેટી પડેલી છે અને તે પેટીના નજદીકમા રાતના મીણબતીઓ બારવામાં આવે છે તે વખતે તે પેટી ઉપરે રાખેલા હીરાઓ ચમકે છે અને ત્યાંના લોકો કહે છે કે રોઝા શરીફની જે ચારે બાજુઓની દીવાલો છે તેમાં **મૌલાના અલી અ+સ ના** ખઝાનાઓ ભરા હુવા છે.

ઝરી મુબારકની જમણી તરફ ખુણામાં નઝર કરીશું તો ત્યાં **એક ફાનોસ** જોવામાં આવે છે તેની અંદર કીસરા બાદશાહનો તાજ રાખેલો છે, અને ઝરી મુબારકની ઉપર ચારે બાજુએ સોનાની હાંદીઓ ટંગારેલી જોવામાં આવે છે.

રોઝા શરીફના અંદરના સઘલા દરવાજાઓ રૂપાના નકશીવાલા પતરાઓથી જડેલા છે અને સામેની દીવાલ કુબાની ગુંમચી તથા બે મીનારાઓ સોનાના પતરાઓથી જડેલાછે અને તે બે મીનારાઓને બરાબર નજરના સાથ જોશો તો "મદીનામુનવ્વર" ની તરફ જુકા હુવા માલમ પડે છે. અને અંદરની દીવાલોમાં બીલોરી કાંચો જડેલા છે તે હીરાઓની માફક ચમકે છે, કુબા શરીફથી બહાર નીકલવાને ગમતું નથી.

ત્યાંના લોકો કહે છે કે કરબલા મોઅલ્લાના તેમજ નજફે અજરફ ના રોઝાઓમાં સોનાના પતરાઓ **નાદીરશાહ બાદશાહે** જડાવેલા છે, અને ત્યાંના રોઝા શરીફો ઇરાનના **બાદશાહ શાહ અબાસે** બનાવેલા છે.

સરાથી રોઝા શરીફમાં જવાનો સીધોજ રસ્તો બજારનો છે, ત્યાં કાપર તેમજ બીજી ફેન્સી ચીજો વીગેરેની દુકાનો આવેલી છે, અને રોઝામાં પહોંચતા ૫ મીનીટ લાગે છે, રોઝાની આગલી બાજુએ એક ઘડીઆલનું ટાવર આવેલું છે જે આખા શહેરમાં સંભળાઇ છે.

રોઝા શરીફની પછવારે થોડેક દુર મૌલાના ઝૈનુલ આબેદીન અ+સ નું મકાન આવેલું છે, અને ત્યાંના લોકો કહે છે કે જે વખતે આકા ઝેનુલ આબેદીન મૌલાના અલી અ+સ ની ઝીયારત કરવા વાસ્તે પધાર્યા હતા ત્યારે તે મકાનમાં ઉતારો કીધો હતો.

સરા મકાનની સામે બાજુએ થોડેક દુર મુસલમાન લોકોનું કબરસ્તાન આવેલું છે, ત્યાં એક કુવો છે, તેમાં પીતળના ઝરી કરેલા છે, અને કહે છે કે તે ઝરીમાં હુદ નબી અ+સ તથા સાલેહ નબી અ+સ ની કબરો છે, ત્યાનો મુઝાવીર ઝુવારોને સલામ પડાવે છે, તેને કાફલે દીઠ રૂા. ૦ાા યા ૧ આપી રાજી કરવો.



## મ ન ક બ ત.

જીસ દીલમેં યાદે હુબ્બે શહે લાફતા નહો
ઓર વીર્દ ઇસ્મે પાકકા સુબહો મસા નહો
દીલકે નગીંપે ઇસ્મે મુબારક ખુદા નહો
ઉસ્કી કભી જહાનમેં હાજત રવા નહો

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો.

જન્નતસે દુર જબ હુવે આદમ અબુ બશર
કરકે દોઆ યું કહેને લગે હોકે ચશ્મે તર
બહરે અલી અએ રબ મેરી તકસીર અફ્વકર
ફીર ઇસતરહ યું કહેને લગે દીલસે આહભર

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો.

જબ નુહકા સફીના લગા હોને ગરકે આબ
ઉસદમ કહા યેહ નુહને અએ શાહે કામયાબ
હોને ન પાએ ગરક સફીના અએ બુતોરાબ
ફીર ઇસ તરહસે કરને લગે દીલકે તઇં ખીતાબ

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો.

આતીશમેં દાલે દુશ્મને રબ્બે જલીલને
તબ વીર્દ જીબરઈલસે પુછા ખલીલને
ખતમે રૂસોલકે જદ્દો પદર ઈસમાઈલને
સીખલાયા તબ યેહ વીર્દ ઉસે જીબરઈલને

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો

મુસાને કોહે તુરપે જીસ દમ યેહ કી નીદા
દે નુસરતો ઝફર મુજહે ફીરઓન પર ખુદા
બહરે અલી બચાઇયે મુજહકો મેનર રેદા
ફીર બાઅદ ઉસ્કે દીલસે યેહ મુસાને દી સદા

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો

યુસુફકો દાલે ભાઇયોંને જબ મીયાને ચાહ
તબ ચાહસે યું કહને લગા વોહ ખજીસ્તાજાહ
બહરે અલી નીકાલ મુજહે અએ મેરે એલાહ
ફીર ઉસ્કે આગે કહને લગે ભરકે દીલસે આહ

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો

જબ ગુમ હુઇ સોલયમાંકી મોહરે અંગુશ્તરી
બે હુકમ હો ગએ વહા જીન્નાત ઓર પરી
નામે અલીસે પાઈ સોલયમાને સરવરી
સીજદા બજાકે કહને લગે દીલસે ઉસ ઘરી

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો

દરદોસે જીસ્મ હોગયા અય્યુબકા ખરાબ
કરને લગે દોઆ અએ શહનશાહે ફતહયાબ
દરદોંકો મેરે જીસ્મસે રદ કીજીએ જનાબ
ફીર બોલે દીલસે હોકે યેહ બાદીદએ પુરઆબ

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો

આહાને કાટે નાકએ સાલેહકે પાઉં જબ
યેહ હાલ દેખ સાલેહકે તઈ આયગા ગ઼ઝબ
સાલેહસે પુછા ઈત નેહો આઝુરદા કીસ સબબ
રો કર દીયા જવાબ યેહ સાલેહને ઉસ્કો તબ

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો

ઈસાકો દારપર જો ચઢહાને લગે લેઈયામ
ફ્રરમાયા તબ મસીહને અએ ખાલેકુલ અનામ
બહુરે અલી તું કર મેરા યારબ બુલંદ મકામ
ફીર દીલસે અપને કરને લગે ઈસ તરહ કલામ

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો

એક જીન નબીકે સામને આકર ખડા રહા
ઓર અર્ઝકી અંગુઠે મેરે ખોલીએ શહા
ઈતનેમેં આએ શેરે ખુદા તો વોહ ચુપ રહા
ખામોશ હોકે ઈતના કહા અશ્કકો બહા

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો

સદ અલ્ફ હજ કરે જો કોઈ પાબરહના ચલ
હાતીમસા જીસ્કા જુદ હો કીસરાસા હો અદલ
હર ફ્રઝલ હર કમાલમેં હોવે વોહ બે અદલ
કામ આએગા નહુબ્બે અલી બીન કોઈ અમલ

અએ દીલ જીસે વસીલએ મુશકીલ કુશા નહો
તાહશ્ર ઉસ્કે દરદકી હરગીઝ દવા નહો.



# —: વસીલો :—

## બીસમીલ્લાહ હીર્રાહમાં નીર્રહીમ.

અએ ઈલાહલ આલેમીન અએ ખાલીક આ તારા નબીના વસી ફાતેમતુઝ ઝોહરાના શોહર, હસન અને હુસેનના કીબલેગા અને તારા રસુલના હકીકી ભાઈ છે, તારા નજદીક આ ઝરીએ અક્દસ ના માલીકની હુરમત અઝીમ છે, અને એહની શફાઅત મકબુલ છે, અએ પરવરદીગાર અમે તારા બંદાઓ છે. તું એ પેદા કીધા છે, અગરચે માંથાથી પાઉતક ગુનાહોસી ભરા હુવા છે શરમમાં ડુબા હુવા છે કે કોણસું મોંહ લઈને તારા નઝદીક આવી ખરા રહીએ. અએ પરવરદીગાર તું અરહમુર રાહેમીન છે તુંને ગુનેહગાર બંદાની તોબા અને દુવા પસંદ છે, તે વાસ્તે આ તારા વલી આઝમના નઝદીક આવીને ખરા છે, તઝર્રા અને કાલાવાલા કરીએ છીએ, તોબા, દુવા. અને માફ માંગીએ છીએ, આ તારા વલીનો વસીલો લઇએ છીએ અએ પરવરદીગાર તું એ એહના વસીલાશી તારા કંઈક ગુનેહગાર બંદાઓને બખ્શી દીધાં અને બખ્શે છે, તે બંદાઓના જુમલા માંથી અમને બી કર અમારા ગુનાહની તરફ તારી નીગાહ ન કર, તારા અકરમ અને તારા વલીની તરફ નઝર કર, અમારા ગુના હોની તરફ દેખીસ તો અમારી કદી ખુલાસી થાશે નહિ તારા આ વલીની કદર તારા નઝદીક ઘહની અઝીમ છે.

અએ પરેવરદીગાર અમોએ અમારા વતનોને છોરા. અમારા અહેલ ઓલાદને મુકા, અમારા મોહીબ્બોસી દુર થયા, સઘલા ઓની જુદાઇ અખત્યાર કીધી, અને તારા આ વલીની તરફ કંઈક કોંસો, કંઈક દરીઆ, અને કેટલીક મહેનતો ઉપાડી છે, શાયદ તું અમારા ઉપરે તારી રહેમત ઉતારે, તારા આ વલીની શફાઅત અમારામાં કબુલ કરે, અમારી સઘલી ઉમીદો બર લાવે, અમારા સઘલા ગુનાહો મુઆફ કરે, અમારી તરફ કરમની નીગા હસી દેખે, અએ પરવરદીગાર અમે આ તારા વલીના નઝદીક આયાછે, એહના દરવાઝા ઉપરે ખરાછે, હાથોને ઉંચા ઉથાયાછે,

તઝરરો કરીએ છીએ. અને બુલંદ અવાઝથી કહીએ છીએ કે અએ અમીરૂલ મોમેનીન, અએ જહાંના સરદાર અએ ઉમ્મતના વલી, અએ વસીએ રસુલીલ્લઃહ. અએ આયતુલ્લા-હીલ અકબર, અએ મોઅજીઝાતના સાહેબ, અએ કલેમતુલ લાહીલ ઉલ્લીયાહ. અએ અસમાઉલ આઝમ, અએ કુરઆને નાટીક. અમો આપના ગુલામો છીએ આપ અમારા મોલા છો, દુર દુરથી આયા છીએ, ગુનાહમાં આલુદા છીએ આપની જનાબમાં હાજર થયા છીએ, ઉમીંદવાર અને રહેમતના તલબગાર છીએ અગર આપ રહેમત નહિ કરો તો કોન રહેમત નું કરનાર છે, અએ મોલા આપ અરહમુર રાહેમીન છો. આપના ઘરથી તમામ આલમ રહેમતની શફકત કરતાં શીખા છે, અએ મુશકીલ કુશા અમારી મુશકીલને દુર કરીએ દીન વ દુન્યાની દોલતને અત્તા કરીએ.

અએ ખુદાના વલી આદમ ની ખતા આપના વસીલાસી મુઆફ થઈ, આપના વસીલાસી ઇદરીસ આસમાન પર ચરા, આપે નુહ ના જહાઝને તુફાનસી બચાયું, આપે શીશને યારી દીધી, આપે ઇબ્રાહીમ પર આગને થંડો કીધો, ઇસમાઈલને ઝંબેહસી બચાયા, યાકુબની આંખને વાલી, યુસુફને કુવાથી નીકાલા, યાકુબને યુસુફથી મીલાયા, મુસાને અસ્સા અતા કીધી, યુશેની દુઆને સુની, યુનુસ ને મછીના પેટથી નીકાલનાર, ઇસાને મુરદા ઝીંદા કરતાં શીખાવનાર, અએ નબી મુસ્તફાની મુશકીલના આસાન કરનાર, અએ હૈદરે કરરાર મારા ગુનાહ મુઆફ કરીએ મારી ઇઝઝત બરાવીએ, મારી મુસીબતને આસાન કરીએ, મારી ઉમીદોની રોશનીને રોશન કરીએ, આ દુન્યાના ખારાસી નીકાલી જન્નતમાં ઓલીઆ અલ્લાહસી મીલાવીએ, મારૂ આકેબતુલ ખૈર કરીએ.

અએ અમીરૂલ મોમેનીન અગર મારા ગુનાહ મોટા છે તો આપનું મુઆફ કંઇ કમ નથી આપને યેહ ગુનાહ મુઆફ કરવું કંઇ ભારી નથી, આપના દરવાઝા પરસી હરએક શખ્સ પોતાની મકસદને ભરીને વલે છે અને આ ગુનેહગાર બંદો ના ઉમીંદ વલે, સઘલા ખુશ થઈને જાઈ અને આ મીસકીન ના ખુશ

ખરો રહે અએ મારા મૌલા મે જે મીસલ ઉમીંદ કરીને આયો છું તે મીસલ મારી ઉમીંદને પહોંચાવીએ મારી દુઆને કબુલ કરી આપની શફાઅત અતા કરીએ સઘળા મુત્તકીનના જુમલામાં કરીએ, શરે ઉપર કાયમ રાખીએ, ઈલમના પાણીથી હયાત બખશીએ, મારા અહેલ ઓલાદને અતકીઆએ અબરારના જુમલામાં કરીએ મારી મૌતની મુશકીલને આશાન કરીએ દીન અને દુન્યાની સાઅદત બખશીએ.

અએ રબ્બુલ આલેમીન, રસુલીલ્લાહની શફા અતસી તારા આ વલીના વસીલાસી, ફાતેમતુઝ ઝોહરાની હુરમતસી. હસન હુસેનના તુફેલસી, એકવીસમાં ઇમામ મૌલાના તૈયબ અને સાહેબે ઈમામુઝ ઝમાનના વસીલાસી. મૌલાના કાએમના વાસ્તાસી. અને અએ પરવરદીગાર આએ સાહેબુઝ ઝમાન મૌલાના તૈઇબ ઈમામ અ+સના નાએબ મઝહરૂલગરાએબ, લબ્બુલ લુબાબ, સુરૈયા તાબ, ચર્ખેદાવતનાઆફતાબ, શહેલાજવાબ બહેરેનજાતના સફીના, ઈમામી દાવતના બે મોલ નગીના. ઈલ્મે વહેદતના ખઝીના, બુરહાની ખાનના લાકીમત મે.તી, તે કોણ કે સૈયદના વ મૌલાના અબી મહમ્મદ તાહેર સૈફુદીન સાહેબ, ખુદા તઆલા આપની ઉમર શરીફને દરાજ કરે આપના બોલ બાલા કરે. દીનબદીન આપનો ઈકબાલ બલંદ કરે. આપના દુશમનોને હલાક કરે, બરબાદ કરે. ફીન્નાર કરે. ખુદા આપની અમાનીતમામ કરે. આપની જાનમાં સહેઅત અતા કરે. દુન્યાના હમો ગમથી બચાવે અને જ્યાં હોઈ ત્યાં શાદો ખુર્રમ રહે, આમીન, અએ પરવરદીગાર આ તારા દાઈના વસીલાશી હમને નજાતી બખશ એ આકાના હાથ ઉપર ઈમામુઝ ઝમાનનું ઝુહુર કરી અમને દીદારથી મુશરફ કર, અએ સત્તાર મારા એબ ઉપર પરદો કર, અએ ગફ્ફાર મારા ગુનાહને મુઆફ કર, મારી દુઆ કબુલ કર, મને સાઅદત નસીબ કર, આ તારા વલીના દરવાઝા પરસી મારી સર્વે ઉમીદોના સાથે મને મારા વતન પહોંચાવ તું અર હમુર રાહેમીન છે મારા ઉપર રહેમ કર, તું રહેમતુલ લીલ આલેમીન છે મારા ઉપર રહેમત કર, તું અકરમુલ અકરમીન છે મારા ઉપર કરમ કર. તું અફઝલુલ અફઝલીન છે મારા ઉપર ફઝલ કર, અલહમ્દો લીલ્લાહે રબ્બીલ આલેમીન વસ્સલવાતો વસ્સલામો અલા સૈયદના મોહમ્મદીન વઆલેહીત તાહેરીન.

અત્રે આપણી કોમનું મકાન હતું નહિ ત્યારે ઝુવારો જુમાતના મુઝવ્વીર સૈયદ હબીબના મકાનમાં ઉતારો લેતા હતા, આજ ૧૫ વરસ થયા શેઠ મહમદઅલી લુકમાનજી બુટવાલા તરફથી રૂા. ૪૦૦૦૦ માં એક મકાન ખરીદ કરી ઝુવારોની રાહત વાસ્તે બક્ષીસ થએલુ છે, આએ મકાન ઘણુંજ મોટું છે અને તેમાં એકીજ વખતે ૫૦૦ ઉપરાંત ઝુવારો રાહત લઇ શકે છે. આએ મકાનના વચલા ચોકમાં એક ખારા પાણીની હોઝ તથા એક બાજુના ખુણામાં મસજીદ બનાવવામાં આવી છે.

ઝુવારોને શેઠ મહમદઅલી લુકમાનજી બુટવાલા તરફથી ખાધા ખોરાકીના વપરાસ વાસ્તે મીઠું પાણી તથા રાતના ગાસ તેલ સાથે દીવા બતીઓ મલે છે.

અત્રે ફુરાત નદીની નજદીકની નહેરો કોઇ કોઇ વખતે તેનું પાણી સુકાઇ જવાથી મીઠું પાણી ઘણુંજ મોઘું મલે છે, ત્યારે ભીસ્તીઓ કુફા શહેરમાં જઇ મોટી નહેરમાથી પાણીની મસકો ભરીને ટરામના માલના ખોખામાં યા ગધેરા ઉપરે નજફે અસરફમાં લાવે છે, અને એક મસકના રૂા. ૦)≡ ૦। લાગે છે, આવે વખતે પણ મજકુર શેઠ તરફથી ઝુવારોને મીઠું પાણી છુટ મલે છે, અને સરા મકાનના સર્વે નોકરોને પગાર પણ તેજ શેઠ તરફથી આપવામાં આવે છે, પાક પરવરદીગાર તેઓને સારા કામનો બદલો આપે, દીન પર દીન તરક્કી આપે, દીની અને દુન્યવી ઉમીંદો પુરી કરી આપે અને આખેરતની નીઆમત બક્ષે આમીન.

અત્રેના મુઝવ્વીર ને રૂા. ૨ સલામ પડાવવાના અને જુતી બરદારને જુતા સાચવી રાખવાના રૂા. ૦॥ આપવામાં આવે છે, આએ રકમ જુમાત તરફથી નકકી કરવામાં આવેલી છે.

ઝુવારોને લાયક છે કે હમેશા નમાઝો ના વખતે પંજતન પાક અને સર્વે શોહદાઓને બે બે રકાત નમાઝ પડીને હદીઓ આપે જેની ખુલાસાવાર વિગતો "ઝીયારતે કરબલા" મોઅલ્લા ની ચોપડીમાં આપવામાં આવેલ છે.

દરેક જાતની મટટીની તસ્બીઓ અને તખતીઓ નજફે અશરફ કરતાં કીફાયત ભાવે કર બલા મોઅલ્લામાંથી મલે છે, અને નજફે અશરફમાં દરેક જાતની કેવરાની તસ્બીઓ તેમજ મરઝાનની તસ્બીઓ મલે છે. જ્યારે આએ તસ્બીઓ કરબલા મોઅલ્લાના તસ્બીના વેપારીઓ પોતાની દુકાને રાખતા નથી.



# નજફે અશરફ થી કરબલા મોઅલ્લા.

## (મોટર ગાડી અથવા ઘોડા ગાડીના રસ્તે.)

નજફે અશરફમાં જે આપણી કોમનું મકાન નામે "સરા" છે, તે જગામાં તેમજ તેની બાજુઓમાં મોટર લારી વાલાઓના કારખાનાઓ આવેલા છે, અને દરરોજ સ્વારમાં કરબલા મોઅલ્લા તરફ મોટરો ચાલે છે.

માણસ ૪ બેસી શકે તેવી મોટરના રૂા. ૧૫ થી ૨૦ અને સામાન વાસ્તે જુદી ગાડી કરવમાં આવે તો તેના રૂા ૨૦ થી ૨૫ લાગે છે.

મોટર લારી જેમાં માણસ ૧૨ સર્વે સામાન સાથે બેસી શકે તેના રૂા. ૪૦ થી ૪૫ લાગે છે, મોટર તેમજ મોટર લારીના ભાવો વધઘત પણ થયા કરે છે અને ૩ કલાકમાં કરબલા મોઅલ્લા પહોંચારે છે,

નજફે અશરફ થી ઘોડાગાડી થંડા વખતે ચાલેં છે, અને તે ગાંડીમાં ૪ ઘોડાઓ જોરવામાં આવે છે, અને આશરે ૧૩ કલાકમાં કરબલા મોઅલ્લા પહોંચારે છે આએ ગાડીમાં માણુસ ૮ સર્વે સામાન સાથે બેસી શકે છે તેના રૂા. ૨૦ થી ૨૫ લાગે છે.

મોટર લારી તેમજ ઘોડાગાડીઓ કૈઝના મકાનની નજદીકમાં આવી દરવાજા પાસે ઝુવારોને ઉતારે છે, અને દરેક મોટર લારી અથવા ઘોડાગાડીનો સામાન ઝુવારોની કોટડીઓમાં લઇ જવાની મજુરીના રૂા. ०ll લાગે છે.

કરબલા મોઅલ્લા બાકી ૨ માઇલ દુર રહેછે કે મૌલાના હુસેન અ+સ તથા મૌલાના અબ્બાસ અલી અ+સ ના કુબ્બા શરીફોની ગુંમચીઓ ગીચ ખજુરીના જાડોની વચ્ચોમાંથી નજરે આવે છે.



# નજફે અશરફ થી કુફા શહેર.

આપણી કોમનું જે મકાન " સરા "આવેલું છે, તેની બાજુમાં કીલ્લાનો દરવાજો આવેલો છે. ત્યાંથી ટરામમાં, ગધેરા ઉપરે, અને મોટરમાં બેસી કુફા શહેર તરફ જવાઇ છે, અને રસ્તામાં નીચે મુજબ જગાઓ આવે છે :—

૧. **આપણી કોમનું કબ્રસ્તાન** — સરાથી પેદલ કલાક ૦। ની મંઝીલ કીધા બાદ આવે છે.

૨. **હનાન મનાન** — કબ્રસ્તાનથી પેદલ કલાક ૦॥ ની મંઝીલ કીધા બાદ આવે છે.

૩. **કુમેદ ઇબ્ને ઝીયાદ** — હનાન મનાનની સામે બાજુએ તે સાહેબનો કુબો આવેલો છે.

૪. **મસજીદે શહેલા** — કુમેદ ઇબને ઝીયાદ થી પેદલ કલાક ૧ ની મંઝીલ કીધા બાદ આવે છે.

૫. **મસજીદે કુફા** — મસજીદે શહેલાથી જમણી તરફ પેદલ કલાક ૦॥ ની મંઝીલ કીધા બાદ આવેછે.

૬. **મુસલિમ બીન અકીલ અ+સ નો કુબો** — કુફા મસજીદની દાબી બાજુએ તે સાહેબનો કુબો આવેલોછે.

૭. **હાની બીન ઉરવા નો કુબો** — મુસલિમ બીન અકીલ અ+સના કુબા શરીફની સામે બાજુએ તે સાહેબનો કુબો આવેલો છે.

૮. **ખતીજા બીનતે મૌલાના અલી અ+સ નો કુબો** — કુફા મસજીદના "બાબુલ ફીલ" દરવાજાની સામે ટરામના પાતાઓની બાજુમાં તે સાહેબાનો કુબો શરીફ આવેલો છે.

૯. **આપણી કોમનું મકાન** — કુફા મસજીદની આગલી બાજુમાં ટરામના પાતાની નજદીકમાં આવેલુંછે.

૧૦. **મૌલાના અલી અ+સ નું ઘર** — કુફા મસજીદના કીબલાની પછવારે આવેલું છે.

૧૧. **મેશમ બીન તમ્મારનો કુબો** — **મૌલાના અલી અ+સના ઘરની સામે બાજુએ તે સાહેબનો કુબો આવેલો છે.**

૧૨. **યુનીસ નબી અ+સ નો કુબો** — કુફા મસજીદથી પેદલ કલાક ૦। ની મંઝીલ કીધા બાદ ફુરાત નદીના કિનારે નવા કુફામાં આએ કુબો આવેલો છે.

ઉપરની સર્વે જગોએ જવા વાસ્તે હાલમાં મોટરમાં યા ટરામમાં જવાઇ છે.

મોટર જેમાં ૪ માણસો બેસી શકે તેવી હલકી મોટરો તે રસ્તામાં ચાલે છે. અને ત્યાંની જમીન નરમ હોવાથી મોટર લારી તેમજ ઘોડા ગાડી ચાલી શકતી નથી, ૪ માણસની મોટરના રૂા. ૧૦ થી ૧૫ લાગે છે, અને તે મોટર વાલાઓ ઉપરની સર્વે જગોએ લઇ જવાને જુવારો સાથે બંધાય છે.

ઝુવ્વારોનો કાફલો વધારે માણુસનો હોય તો ત્યાં ટરામ વાલા પાસેથી ટરામને રીઝરવ કરાવે, તેમ કીધાથી બીજા અરબોની ટરામમાં ઝુવારોને તકલીફ નડશે નહિ, ત્યાંની ટરામ ૧ ભોઇની હોઇ છે તેમાં માણુસ ૩૫ અને દબલ. ભોંઇવારીમાં આશરે માણુસો ૭૦ બેસી શકે છે, નજફે અશરફથી કુફા જવા આવવાના ટરામના દર એક ઝુવારને રૂા. ૦ાા= ખર્ચ લાગેછે, ઝુવારોએ ટરામવાલા સાથે એવો બંદોબસ્ત કરવો કે જ્યાં રસ્તામાં **હનાન મનાન તેમજ કુમેદ ઇબને ઝીયાદનો** કુબો આવે છે, ત્યાં ઝુવારોને ઉતારી ટરામ સીધી કુફે ચાલી જાય અને ૨ કલાકના બાદ કુફેથી ટરામ લેવાને આવે તેમાં ઝુવારોને બેસારી નજફે અશરફ તરફ પાછા પહોંચારે.

ઝુવારોએ એક દીવસે ઉપરની **હનાન મનાન અને કુમેદ ઇબને ઝીયાદની** ઝીયારત થી ફારેગ થયા તે બાદ બીજે દીવસે યા જેમ તેઓને સગવડતા પડે તે દીવસે, ટરામવાલા સાથે એવો બંદોબસ્ત કરવો કે ઝુવારોને નવા કુફામાં જે જગોએ ટરામવાલાનું થોંભવાનું સ્ટેશન છે ત્યાં ઉતારે, ત્યાંથી પાંચ મીનીટમાં બજારના રસ્તેથી નદીના કીનારે **"યુનીસ નબી"** ની કબર છે, ત્યાં પેદલ જઇ ઝીયારત કરી પાછા ટરામના સ્ટેશને ઝુવારો આવે અને ત્યાંથી ટરામમાં બેસી **કુફા મસજીદ** પાસે ઝુવારો ઉતરી જાય, **અત્રે કુફા મસજીદની મહેરાબોમાં સલામ તેમજ નમાઝ પડી. મુસલિમ બિન અકીલ અ×સ, હાની બીન ઉરવા અ×સ, ખતીજા બીનતે મૌલાના અલી અ×સની ઝીયારતો કરી મસજીદના પછવારે મૌલાના અલી અ×સ નું ઘર છે,** ત્યાં સલામ પડર્યા બાદ, તેના સામે થોડેક દુર **મેશમ બીન તમ્માારનો કુબો** આવેલો છે ત્યાંની ઝીયારત કરવા બાદ, જો વખત મલે અને ઝુવારોને પેદલ ચાલવાની હિંમત હોઇ તો ત્યાંથી ૦ાા કલાકને રસ્તે **શહેલા મસજીદ** દુર છે ત્યાં જાઇ અને ત્યાંથી પાછા **કુફા મસજીદ** પાસે આવે, અને ટરામમાં બેસી સીધા નજફે અશરફ તરફ ઝુવારો આવી પહોંચે છે.

**આપણી કોમનું કબ્રસ્તાન.** — સરા મકાનથી કલાક ૦ા ના રસ્તા ઉપરે આવેલું છે, તેમાં આપણા ભાઇઓની કબરો છે, તે કબ્રસ્તાનની ચારે બાજુની દીવાલો **ભાઈ મુલ્લાં અલીભાઈ દોશાજી કોઇટા વાલા એ રૂા. ૨૦૦૦** ખર્ચ કરી બંધાવેલુ છે.

**હનાન મનાન.** — અત્રેનો મુઝબ્બીર ઝુવારોને દરવાજા પાસે સલામ પડાવે છે તે બાદ અંદર દાખીલ કરી સલામ પડાવે છે, ત્યાંના લોકો કહે છે કે, જમણી તરફ **મૌલાના અલી અ×સ નો જનાઝો જે વખતે કુફેથી નજફે અશરફ** તરફ લઇ જતાં હતાં તે વખતે ત્યાં થોભ્યો હતો તેની નીશાની કરેલી છે, અને ડાબી બાજુએ જે વખતે **મૌલાના હુસેન અ×સ ને** મલઉનો શહીદ કરીને કરબલા મોઅલ્લાથી શામ તરફ કાફલાને લઇ જતાં હતાં તે વખતે મૌલાના હુસેન અ×સ નું માથું મુબારક ત્યાં મુકયું હતું તેની નીશાની કરેલી છે, આએ મકાનને હાલમાં **ભાઈ મુલ્લાં ગુલામઅલી જીવાજી મદરાસવાલા** તરફથી મરામત કરવામાં આવેલું છે, અને તે જગાને ત્યાંના લોકો **"હનાન મનાન"** ના નામથી કહે છે.

**કુમેદ ઇબને ઝીયાદનો કુબો. — કુમેદ ઇબને** ઝીયાદ **મૌલાના અલી અ×સના** ખાસ શીઆ અને વફાદાર અસહાબોમાંથી છે, હનાન મનાનની સામે બાજુએ એક કુબો છે, તેની અંદર તે સાહેબની કબર છે, જે મુઝવ્વીરે હનાન મનાનમાં સલામ પડાવ્યો હતો તેજ મુઝવ્વીર ઝુવારોના સાથે અત્રે આવી સલામ પડાવે છે, તે મુઝવ્વીરને કાફલે દીઠ રૂ. ૦ાા યા ૧ આપી રાજી કરવો, આએ કુબાને હાલમાં **ભાઈ હકીમજી રાજભાઈ તરવાલા** તરફથી મરામત કરવામાં આવેલો છે.

**મસજીદે શહેલા. —** અત્રેનો મુઝવ્વીર દરવાજા પાસે સલામ પડાવે છે, અને નીચે મુજબ તે મસજીદમાં ૭ મહેરાબો છે, આએ મહેરાબોમાં ત્યાંનો મુઝવ્વીર સલામ પડાવછે, અને જો નમાઝ પડવાનો વખત યા જુમાનો દીવસ હશે તો દરેક મહેરાબોમા બે બે રકાત નમાઝ પડાવે છે, અત્રેના મુઝવ્વીરને કાફલે દીઠ રૂા. ૦ાા યા ૧ આપી રાજી કરવો.

૧. મૌલાના જાઅફર સાદીક અ×સ.
૨. મૌલાના ઝેનુલ આબેદીન અ+સ.
૩. મૌલાના અલી અ+સ.
૪. ઇસા નબી અ×સ.
૫. ઇબરાહીમ નબી અ×સ.
૬. ઇદરીસ નબી અ×સ.
૭. ખીઝર નબી અ×સ.

**મસજીદે કુફા. —** ઝુવારો જે દરવાજેથી દાખલ થાય છે તેને **"બાબુલ ફીલ"** દરવાજો કહે છે ત્યાંનો મુઝવ્વીર દરવાજા પાસે સલામ પડાવી અંદર દાખલ કરે છે, અને નીચે મુજબ ૧૦ મહેરાબોમાં સલામ પડાવે છે, નમાઝ પરવાનો વખત યા જુમાનો દીવસ હશે તો દરેક મહેરાબોમાં બે બે રકાત નમાઝ પડાવે છે આએ મસજીદની વચમાં એક **મોટો કુવો છે,** ત્યાંના લોકો કહે છે કે આએ કુવામાંથી પાણી નીકળ્યું હતું અને **નુહ નબી અ×સ ના જહાઝને** અત્રેથી તુફાન થયું હતું.

૧. ઇબરાહીમ નબી અ×સ.
૨. મોહમ્મદ નબી અ×સ.

**આએ મહેરાબની બાજુમાં ઝોહરની નમાઝનો વખત જોવાનો પથ્થરનો થંભ આવેલો છે.**

૩ આદમ નબી અ×સ.

અત્રે બે સલામ અને ૪ રકાત નમાઝ પડાવે છે.

૪. જીબરઈલ અ×સ.

૫. મૌલાના ઝેનુલ આબેદીન અ×સ.

૬. નુહ નબી અ×સ.

આએ મહેરાબની બાજુમાં મૌલાના અલી અ×સના ઘરના દરવાજાની નીશાની કરવામાં આવી છે.

૭. મસજીદનો કીબલો અને મૌલાના અલી અ×સ ની શહાદતગાહની નીશાની છે, અને તેને પીતલની જાલી બનાવવામાં આવી છે.

આએ મહેરાબની બાજુમાં મગરીબની નમાઝના બાદ મૌલાના અલી અ×સ રાતના ઈબાદત કરતા હતાં તેની નીશાની છે.

૮ મૌલાના જાઅફર સાદીક અ×સ.

આએ મહેરાબની બાજુના ખુણામાં ત્યાંના લોકો કહે છે કે મુખતારનું કેદખાનું છે અને તે કેદ ખાનામાં મલઉન ઉબેદુલ્લા બીન ઝીયાદે તેને કેદ કર્યા હતા.

૯. મૌલાના અલી અ×સ ઈનસાફ કરતા હતા.

૧૦. મૌલાના અલી અ×સના મોઅજીઝાની જગા તેમજ મૌલાના અલી અ×સ મૌલાના હસન અ×સ અને મૌલાના હુસેન અ+સ ને ઈલમ શીખાવતા હતા.

અત્રેના મુઝાવીરને કાફ્લે દીઠ રૂા. ૧॥ થી ૨ આપી રાજી કરવો.

**મુસલિમ બીન અકીલ અ×સ નો કુબો.** — કુફા મસજીદ ની ડાબી બાજુ તરફ આવેલો છે અને તે સાહેબની કબરની ઝરી નકશીવાલા રૂપાના પતરાઓની બનેલી છે કુબા શરીફનું કામ ઘણું વખાણવા લાયક બનાવવામાં આવેલું છે.

**હાની બીન ઉરવાનો કુબો.** — મુસલિમ બીન અકીલ અ×સ ના કુબાની સામે બાજુએ આવેલો છે તે સાહેબની કબરની ઝરી પીતલની બનેલી છે.

**ખતીજા બીનતે મૌલાના અલી અ×સ નો કુબો.** — કુફા મસજીદના "બાબુલ ફીલ" દરવાજાની સામે આએ કુબો આવેલો છે, અને ત્યાંના લોકો કહે છે કે તેની અંદર ખતીજા બીનતે મૌલાના અલી અ×સ ની કબર છે.

**આપણી કોમનું મકાન.** — **કુફા મસજીદની** આગલી દીવાલની બાજુમાં ઝુવારોના ઉતારા વાસ્તે મકાન આવેલું છે તે જગા સખી સાહેબ **ભાઈ એમ. ઈસાભાઈ મોટાભાઈવાલા** અને તેનું બાંધ કામ વગેરેનું ખર્ચ **ભાઈ મહમદઅલી લુકમાનજી** બુટવાલા તરફથી થયેલું છે, હાલમાં આએ મકાન ટુટેલી હાલતમાં પડેલું છે, અને ઉમીદ છે કે મજકુર ભાઇઓ તથા કોઇ સખી સાહેબ તે જગાને ઝુવારોના રાહત વાસ્તે જલદીમાં મરામત કરી આપશે, પાક પરવર દીગાર તેઓને જઝાએ ખૈર આપે, આમીન.

**મૌલાના અલી અ×સ નું ઘર.** — કુફા મસજીદ ના કીબલા પછવાડે આવેલું છે. ત્યાં આપ સાહેબને ગુસલ આપ્યું હતું તેના ઓટલાની નીશાની છે.

**મેશમ બીન તમ્મા૨ ને કુવો.** — **મૌલાના અલી અ×સ ના** ઘરની સામે બાજુએ આએ કુવો આવેલો છે તેમાં તે સાહેબની કબર છે, આએ સાહેબ **મૌલાના અલી અ×સ ના** ખાસ શીઆ અને વફાદાર અસહાબો માંથી છે, મેશમને મલઉન ઉબેદુલ્લા ઇબને ઝીયાદે **જુલમથી** શહીદ કીધા છે :—

**મેશમ** ગુલામ હતા આપને મૌલાના અલી અ×સ એ ખરીદ કરી ગુલામીમાંથી આજાદ કીધા હતા અને આપે મેશમને પુછ્યું કે તમારૂં નામ શું છે, મેશમ એ કહ્યુ કે મારૂં નામ "સાલીમ" છે, મૌલાના અલી અ×સ એ ફરમાવ્યું કે **નબી સાહેબ** મને ખબર કરી ગયા છે કે તમારૂં નામ તમારા બાવાએ મેશમ રાખેલું છે, મેશમએ કહ્યું કે હા સાહેબ એ વાત ખરી છે, મૌલાના અલી અ×સ એ ફરમાવ્યું કે આજથી તમારૂં અસલ નામ **મેશમ** રાખજો.

**મૌલાના અલી અ×સ** એ તેને ઇલમ પરાવી તરબીઅત કીધા, ઘણી ગેબોની વાતોથી મેશમને વાકિફ કીધા, અને મેશને પોતાની શહાદતની ખબરોથી પણ વાકિફ કીધા છે, અને કહ્યું કે તમોને મારા બાદ સુલી દેવામાં આવશે બીજે દીન નાકમાંથી ખુન જારી થશે, અને ત્રીજે દીન તમોને ભાલો મારીને દુશમનો શહીદ કરશે, હજીન આપે ફરમાવ્યું હતું કે અએ મેશમ તમોને **ઉમર ઇબને હારીસ** ના મકાન પાસે જે **ખજુરી** છે, તે ઉપરે સુલી આપવામાં આવશે અને તે ખજુરી પણ મેશમને દેખારવામાં આવી હતી, મેશમ તે ખજુરીના ઝાડ નીચે ઘણી વખત જઇને નમાઝ પડતા હતાં અને ખજુરી તરફ મોંહ કરી કહેતા હતાં કે અએ ખજુરી તુંને પાકપરવરદીગારે મારાજ વાસ્તે પેદા કરી છે, અને ઉમર ઇબને હારીસ ને જે વખતે મળતા હતાં તે વખતે કહેતા હતાં કે અએ ઉમર હું તમારો પરોસી બન્નાર છુ, ઉમર ને કંઇ સમજ પડે નહિ અને દીલમાં એવો ખ્યાલ કરતો હતો કે શાયદ મેશમ મારા બાજુમાં મકાન ખરીદ કરી રહેનાર હશે, રાવી લખે છે કે જ્યારે મેશમ શહીદ થયા તે વરસે આપે હજ કીધી અને મદીના મુનવ્વર ગયા ત્યાં **ઉમ્મે સલમાના ઘરે ગયા છે,** ઉમ્મે સલમાએ જે વખતે મેશમનું નામ સાંભળયું તે વખતે ફરમાવ્યું કે નબી સાહેબ મૌલાના અલી અ×સ પાસે ઘણી વખતે આપના વિશે વાતો કરતાં હતાં, તે બાદ તેને ખુશબો આપી કહયું કે આએ ખુશબોને તમારી દહારીમાં લગાવો, ત્યારે મેશમએ કહયું કે હા આએ દહારી નજદીકમાંજ ખુનસી રંગાશે, ઉમ્મે સલમાએ પુછ્યું કે તમોને કોણ સાહેબ ખબર કરી ગયા છે, મેશમએ કહયું કે મારા

**મૌલા** અને સરદાર અલી અ×સ ખબર કરી ગયા છે. અને તે બાદ ઉમ્મે સલમાએ મેશમને વીદા કીધા છે, જે વખતે મેશમ હજ કરીને કુફામાં આવ્યા તે વખતે મલઉન ઉબેદુલ્લા કુફાનો વાલી થઇ આવ્યો હતો.

મલઉન ઉબેદુલ્લાને મેશમના આવવાની ખબર પહોંચી કે તરતજ આપને બોલાવ્યા અને કહયું કે તમો મૌલાના અલી અ+સ ની સીફતો કરવાથી બાજ આવો ત્યારે મેશમે કહયું કે તે હરગીઝ બન્નાર નથી, ત્યારે મલઉન બોલ્યો કે જો તમો બાજ નહિ આવો તો હું તમોને કટલ કરીશ. મેશમએ કહયું કે મને મારા મૌલા મારા કટલની ખબરો કરી ગયા છે અને તે મુઆફીક બનવામાં આવશે અને તે સઘલી વાતની ઝીકર કીધી તે વખને મલઉન બોલ્યો કે હું તે મીસલ કરનાર નથી અને તમોને તમારા મૌલા અલી અ+સ કહી ગયા છે તેના ખીલાફ કામ કરીશ.

મેશમએ કહ્યું કે મારા મૌલા અલી અ+સ ને નબી સાહેબે ખબર કીધી છે અને તે વાતના ખીલાફ હરગીઝ બન્નાર નથી, અને હજીન મારા મૌલા કહી ગયા છે કે જેમ ઘોડાના મોંહમાં લુગામ નાખવામાં આવે છે તેમ તું મારા મોંહમાં લુગામને નાખીશ, તે બાદ મલઉન એ મેશમને કેદ કીધા.

મેશમના કેદ થવા અગાઉ મુખતાર ને પણ કેદ કીધા હતાં કે જે મુખતારે મૌલાના હુસેન અ×સના ખુનનો બદલો લેવાનો દાવો કરીને સર્વે મલઉનાને કટલ કીધા છે, મેશમએ જ્યારે કેદ ખાનામાં મુખતારને જોયા તે વખતે મેશમએ મુખતારને કહ્યું કે તમો છુટી જશો અને એક વખત આ મલઉનને કટલ કરશો, આ વાતને મુખતારે પોતાના દીલમાં યાદ રાખી, તે બાદ મુખતાર અને મેશમ કેટલાક દીનો કેદખાનામાં સાથે રહ્યા, તાકે યઝીદનો હુકમ આવ્યો કે મુખતારને છોડી મુકે તેથી મુખતારને કેદ ખાનામાંથી છુટા કીધા અને મેશમને સુલી દેવાનો હુકમ કીધો.

ઉમર ઇબને હારીસના ઘર પાસે જે ખજુરી હતી તે ખજુરી ઉપરે મેશમને સુલી આપી તે વખતે ઉમરે કહ્યું કે મેશમ મને હમેશા કહેતા હતાં કે હું તમારો પરોસી થવાનો છું તે બરાબર આજે સુલીએ ચડીને પરોસી થયા છે.

મેશમ સુલી ઉપરે ચરા તે હાલમાં પણ મૌલાના અલી અ×સના ફઝાએલોની ઝીકર કરવા લાગા, તે ખબર મલઉનને પહોંચી ત્યારે તેના હુકમથી મેશમ ના મોંહમાં લુગામ પહેનાવવામાં આવી છે, બીજે દીવસે મેશમના નાકથી ખુન જારી થયું અને ત્રીજે દીવસે મલઉનના હુકમથી ભાલો મારી શહીદ કીધા છે.

**મૌલાના અલી અ×સ** જે મીસલ ખબર કરી ગયા હતા તેજ મુઆફીક મેશમ ઉપરે જુલમ થયો છે, અને કહે છે કે મૌલાના હુસેન અ×સ કરબલા મોઅલ્લામાં તશરીફ લાવ્યા તેના ૧૦ દીવસ અગાઉ મેશમને શહીદ કરવામાં આવ્યા છે, ખુદાની રહેમત અને બરકાત એ મેશમ બીન તમ્માર ઉપરે.

**યુનિસ નબી અ×સ નો કુબો.** — અત્રેના લોકો કહે છે કે યુનીસ નબી અ×સ ને મછીના પેટથી ફુરાત નદીના કાંથા ઉપરે નીકાલા છે, અને તે સાહેબની અત્રે કબર છે, તે કુબાની આજુ બાજુ મુસાફરોના રાહત વાસ્તે કોટડીઓ બનાવવામાં આવેલી છે.

## કુફા શહેર.

### સલામ.

અએ ફલક થા હઝરતે શબ્બીરકા પેઆરા મુસલિમ
હાએ કુફેમે ગયા વોહ ઝુલમસે મારા મુસલિમ
દશતે ગુરબતમેં હુવા વોહ જીસ ઘડી જાકે અસીર
મુંહ મદીનેકી તરફ કર યેહ પુકારા મુસલિમ
યા હુસેન ઈબને અલી ભાઈકી અબ લીજે ખબર
કટલ હોતા હએ કોઇ હમકો યે તુમારા મુસલિમ
મુશતે પેએમાએ અજલ હુ બાહે ફોરો સાએ અજલ
ગર બચે યહાંસે તો પએદા હો દુબારા મુસલિમ
કસદ મત કીજીયે આનેકા યહાં યા હઝરત
કુફી સબ ફીર ગએ તુમસે ગયા મારા મુસલિમ
દીલસે કહેતાથા કે તું રાહે ખુદાસે મતફીર
સર કટાદેના તું અબ કરલે ગવારા મુસલિમ
કયા કરૂં હઝરતે મુસલિમકી શુજાઅત મએ બ્યાન
સચ તો યું હએ કે વોહથા હકકા સંવારા મુસલિમ
નામે શબ્બીરપે જાં અપની ફીદાકી ઉસને
તીશના લબ મારા ગયા હાએ બીચારા મુસલિમ
અએ અતા કુછ ખોફ દીલમે તું કયામતકા ન કર
હમકો બખશાએગા મહેશરમે હમારા મુસલિમ.

આ શહેર અગાઉ ઘણું મોટુ હતું અને તે વખતે ત્યાં ૪૦ લાખ માણસોની વસ્તીનો શુમાર હતો પણ **મૌલાના હુસેન અ×સ ના શહીદ** થવાના બાદ વેરાન અને બરબાદ થઇ ગયું છે અને **શહેલા મસજીદ થી** લઇ **કુફા મસજીદની** દરમીયાનની જે જમીનો ઝુવારોના જોવામાં આવે છે ત્યાં માટી ઓના ઢગલે ઢગલા છે, તે જમામાં અગાઉ બની ઉમૈયાના દારૂલ અમારા હતા એ જગોની દીવાલ ઉપરેથી **મૌલાના મુસલિમ બીન અકીલ અ×સ ને તથા હાની બીન ઉરવા ને** ગીરાવીને શહીદ કીધા હતા, હાલમાં બની ઉમૈયયાના દારૂલ અમારાની જગાઓ વેરાન અને બરબાદ થઇ ગઇ છે, અને દારૂલ અમારાની બદલીમાં જગે જગે માટીઓના ઢગલે ઢગલા જોવામાં આવે છે.

**મૌલાના અલી અ×સ** ના વખતમાં જે કુફા શહેર આબાદ હતું તે હાલમાં ઉજડ છે, કુફા મસજીદની ચારે બાજુએ જંગલ દેખાઇછે, અને કુફા મસજીદ થી દુર ફુરાત નદીના કીનારે નવો કુફો વસેલો છે.

કુફા મસજીદથી નવા કુફે ટરામમાં જવાઇ છે, અને ત્યાં જવા આવવાના રૂા. ૦)= લાગે છે.

કહે છે કે જેવારે કુફી એવફાઓના કાગળો હદથી જીયાદા મૌલાના હુસેન અ×સ ઉપરે આવ્યા ત્યારે આપના કાકાના દીકરા મુસલિમ બીન અકીલને કુફા તરફ જવાને કહ્યું અને આપે ફરમાવ્યું કે અગર અહેલે કુફા મારી બૈઅત અને ઇતાઅત ઉપરે એકઠા થાએ તો મને આપ કાગજ લખજો.

મુસલિમ અ×સ આપના અહેલવઅયાલથી વીદા થઇને જ્યારે શહેરથી બહાર આવીઆ તો રસ્તામાં જુવે છે, કે એક શખ્સે હરણીનો શીકાર કરેલો છે, મુસલિમ આ બદ સુકન જોઇને પોતાના દીલમાં નીહાયત ગમગીન થયા, રસ્તાને તહે કરતાં આપ કુફામાં પહોંચા અને મુખતાર ના ઘરમાં ઉતારો લીધો.

મુસલિમ અ×સ ના આવવાની ખબર સાંભળીને કુફીઓના ટોલે ટોલાઓ આપની પાસે આવતા હતા અને મૌલાના હુસેન અ×ની બૈયત મુસલિમ અ×સના હાથ ઉપરે આપતા હતા અને કહે છે કે ઘણા માણસોએ બૈઅત કબુલ કીધી તે વખતે મુસલિમ અ×સ એ મૌલાના હુસેન અ×સને કાગજ લખ્યો કે આજ વખત સુધી ઘણા માણસોએ આપણી બૈઅત કીધી છે. હવે આપ સાહેબ અહીંઆ તશરીફ લાવો તો નેહાયત મુનાસીબ છે.

જ્યારે આ ખબર યજીદ પલીદને પહોંચી ત્યારે ઉબેદુલ્લા બીન ઝીયાદ ને કુફાનો હાકીમ કીધો, અને તેને લખ્યું કે મુસલિમ બીન અકીલ અ×સ ઇમામ હુસેન અ×સ વાસ્તે કુફામાં લશ્કર ભેગું કરે છે, અને લોકોને પોતાની બૈઅતમાં લીએ છે, માટે જેમ જલદી બને તેમ તેને પકડી મારી પાસે મોકલ યા તેને કટલ કર, જ્યારે યજીદનો કાગજ ઇબને ઝીયાદને પહોંચ્યો ત્યારે તે મલઉન રાતો રાત બસરાથી કુફામાં દાખીલ થયો, ફજર થઇ ત્યારે કુફીઓને ભેગા કીધા અને

કહેવા લાગો કે યજીદે મને તમારો હાકીમ કીધો છે, જે યજીદના તાબેદાર થશે તેને નવાજીશ કરીશ અને જે તેના મુખાલીફ હશે તેને કટલ કરીશ, એ સીવાય બીજી ઘણી તરેહની ધાસ્તીઓ કુફીઓને આપી, જ્યારે આ ખબર મુસલિમ અ×સ ને પહોંચી ત્યારે આપ મુખતારના ઘરથી નીકલી હાની બીન ઉરવા ના ઘરમાં રહ્યા અને કુફીઓ છુંપી રીતે ત્યાં આવતા હતા અને બૈઅત આપતા હતા. ઇબને ઝીયાદને આ ખબર પહોંચી ત્યારે હાની બીન ઉરવાને બોલાવીઆ અને કહ્યું કે તમોએ ફીતનો પેદા કીધો છે, મુસલિમને ઘરમાં રાખેઆ છે, હાની કહેવા લાગાકે તેણે મારાથી અમાન માગી છે, અને મે તેને અમાન આપી છે, ઇબને ઝીયાદ મલઉન કહેવા લાગો કે જ્યા સુધી તમો મુસલિમને મારી પાસે હાજર નહી કરો ત્યાં સુધી તમોને હું છોડીસ નહિ, તેના જવાબમાં હાની કહેવા લાગા કે હું કસમ પરવરદીગારના લઇને કહું છું કે એ હરગીજ બનનાર નથી કે હું મારા મહેમાનને તારા સ્વાધીનમા કરૂં અને તું તેને કટલ કરે, જ્યારે તકરાર વધારે થઇ ત્યારે ઇબને ઝીયાદે એક લાકડી હાનીના માંથા ઉપરે મારી જેથી હાનીના માંથા માંથી ખુંન જારી થયુ, હાનીને ગુસ્સો આવ્યો અને ચાહાયું કે મેઆનથી તલવાર ખેંચીને મારે, એટલામાં ઇબને ઝીયાદના ગુલામોએ તેને પકડી લીધા.

આ ખબર મુસલિમ અ×સ ને પહોંચી તેજ વખત હુકમ કીધો કે જે લોકોએ ઇમામ હુસેન અ×સ ની બૈઅત કબુલ કીધી છે, તે સઘળા ભેગા થાઓ, કુફીઓ ભેગા થયા, અને આપ તે સઘલાઓના સાથે ઇબને ઝીયાદની હવેલીની તરફ ચાલીઆ, તે વખતે તે મલઉનના નજદીકમાં કેટલાંક માણસો દારૂલ અમારામાં હાજર હતા.

ઇબને ઝીયાદે, શીસ બીન રબીઅ, શીમરઝીલજોશન, અને બીજા માણસોને દરવાજા બહાર મોકલીઆ અને કહ્યું કે મુસલિમની સાથે જે માણસો છે, તેને કોઇબી મક્કર હીલ્લાથી પાછા ફેરવો, તે મલાઇનો એ પોતાના મક્કર હીલ્લાથી માણસોને મુસલિમ અ×સ થી જુદા કીધા, અને કુફાના રહીશોને કહ્યું કે ઇબને ઝીયાદે કસમ ખાધા છે કે જે કોઇ મુસલિમ અ×સ ના સાથથી જુદો નહી થાએ તો તેને ગુનેહગાર ઠેરવી કટલ કરીશ, અને તેના અહેલેઅયાલને વેંચી નાંખીશ, બેવફાઓએ જ્યારે આ વાત સાંભલી ત્યારે મુસલિમ અ×સના સાથે એક બી કુફી રહ્યો નહી.

બીજે દીન ઇબને ઝીયાદે મહમ્મદ બીન અસ અસ ને લશ્કર આપી મુસલિમ અ×સને પકરવાને મોકલ્યો જ્યારે મુસલીમ અ×સએ ઘોડાના પગોના અવાજો સાંભળ્યા ત્યારે ફરમાવા લાગા "ઇન્ના લિલ્લાહે વઇન્ના ઇલૈહે રાજેઉન" અને પોતાની તલવાર લઇ ઘરથી બહાર નીકળ્યા, અને તે કાફીરો ઉપર હુમલેવર થયા, ઘણાઓને જહન્નમ વાસીલ કીધા શુજાઅત અને કુવ્વત એવી હતી કે જે શખ્સ ની કમર પકડીને ફેંકતા હતા તે કોઠા ઉપરે જઇ પડતો હતો, અને જે તરફ હુંમલો કરતા હતા ત્યાં કોઇબી કાફીર ઉભી શકતોનહી, જ્યારે મલઉનો આજીઝ થયા ત્યારે કોઠા ઉપર ચડીને પથરાઓ મારવા લાગા, કે જેથી આપ પડી ગયા અને તે કાફીરોએ હુજુમ કરીને આપને પકડી લીધા.

મુસલિમ અ×સ રોતા હતા અને કહેતા હતા "ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલૈહે રાજેઉન" કુફી ઓએ પુછીઉ કે અએ મુસલિમ કેમ રોવો છો ? આપ ફરમાવા લાગા કે હું મારા વાસ્તે નથી રોતો પણ મારૂ રોવું ઇમામ હુસેન અ×સ માટે છે, કે અગર જો આપ યહાં તશરીફ લાવશે તો કુફીઓ આપની સાથે પણ આવી રીતે બેવફાઇ કરશે.

મુસલિમ અ×સ ને ઇબ્ને ઝીયાદ ના નજદીક લઇ ગયા ત્યારે તે મલઉને કહ્યું કે અએ મુસલિમ જમાનાના ઇમામ (યાને યજીદ પલીદ) ઉપર સા વાસ્તે ચડાઇ કરી હતી ? મુસલિમ અ×સ ફરમાવા લાગા કે તું ખોટું બોલે છે, જમાનાના ઇમામ હુસેન અ×સ ઇબ્ને અલી અ×સ છે અને યજીદ તો ફાસિક અને ફાજર છે, તે બાદ તે મલઉને બકર બીન ઇમરાન ને હુકમ કીધો કે મુસલિમને કોઠા ઉપર લઇજા અને કટલ કર, તે મલઉન મુસલિમ અ×સ ને કોઠા ઉપર લઇ ગયો, તે વખતે મુસલિમ અ×સ, હંદ અને સના ખુદા તાઅલાની કરતા હતા અને સલવાત પડતા હતા કે તે મલઉને આપને શહીદ કીધા અને કહેછે કે તેજ કોઠા ઉપરે હાનો બીન ઉરવાને પણ શહીદ કરવામાં આવ્યા છે.

# નોહા.

## મુસલિમ બીન અકીલ અ+સ.

કુફેમે જાહી મુસલિમે મઝલુમકો મારા અફસોસ સદ અફસોસ
હર એક મલક રોકે ફલક પરસે પુકારા અફસોસ સદ અફસોસ
કહેતે થે કે થા નામ હુસેન ઇબ્ને અલીકા ઉસ વકત જબાં પર
સર ઝાલીમે બે પીરને જબ તનસે ઉતારા અફસોસ સદ અફસોસ
કહેતા થા મુસાફિર વોહ કે યા હઝરતે શબ્બીર જાતા હું જહાંસે
વલ્લાહ કે મે હું તશનએ દીદાર તુમ્હારા અફસોસ સદ અફસોસ
ઇન કુફીયોંને યા શહેદીં મુજસે દગા કી ભુલવા કે વતનસે
બીન સર કટે ઇસ વકત નહીં અબ મુજે ચારા અફસોસ સદ અફસોસ
હાની ને ફકત સાથ દીયા હુએ મેરા ઇસદમ ઓર જાન ફીદા કી
ઔર મુનહરીફ ઇસ શહેરમેં યેહ કુફા હુએ સારા અફસોસ સદ અફસોસ
દો લડકે જો હમરાહ મએં લાયાથા વતનસે કયા ગુજરેગી ઉન પર
હોવેગા મેરા કટલ યેહ કીસ તરેહ ગવારા અફસોસ સદ અફસોસ
મુસલિમકો મોહબ્બત થી શહીદીંસે તગાફિલ થા ઉસકે જબાં પર
દુનિયાંસે ચલા હઝરતે શબ્બીરકા પેઆરા અફસોસ સદ અફસોસ.





# બુટ અને શુઝ.

અમારે ત્યાંથી દરેક જાતના બુટ, શુઝ, પંપશુઝ, વિગેરે ઘણોજ સારો માલ આર્ડર આપવાથી બનાવી આપવામાં આવે છે.

બહાર ગામ વી. પી. થી માલ મોકલવામાં આવે છે.
એક વખત આર્ડર આપવાથી ખાત્રી થશે.

વધુ વિગત માટે અમારૂં પ્રાઇસ લીસ્ટ મંગાવો.

**દેવજી શામજી,**
બુટ અને શુઝ મેકર,
નાલા ગેટ રોડ, રાજકોટ — (કાઠીઆવાડ.)

---

# અબદુલહુસેન ઇસમાઇલજી
# મુંબઇવાલા.





દરેક જાતના હારનીસ, રબર ટાયર, સ્ટીલ ચેનલ તેમજ ગાડીને લગતો દરેક જાતનો સામાન અમારી દુકાનેથી કીફાયત ભાવે મલશે.

એક વખત મુલાકાત લીધાથી ખાત્રી થશે.

**નેપીઅર રોડ, કરાચી — સીટી.**

# "રાહે કરબલા"

યાને,

## કરબલા મોઅલ્લાની મુસાફરીની ચોપડી.

---

ઉપરની ચોપડી નીચેના સરનામેથી મલી શકશે.

### પુના.

અબદુલહુસેન જાફરજી.
૫૪૦ સેન્ટર સ્ટ્રીટ,
કેમ્પ – પુના.

### મુંબઇ.

અબબાસ એ. ગફુર.
૧૬૬ નાગદેવી સ્ટ્રીટ,
મુંબઈ ૩.

### સુરત.

ફીદાહુસેન શેખ ઇભરાહીમજી.
નવાપુરા,
સુરત.

### કરાચી.

તૈયબઅલી મુલ્લાં મુસાજી.
નેપીઅર રોડ,
કરાચી.

આદમજી મુસાજી રા.
કેમ્પબેલ સ્ટ્રીટ,
કરાચી.




"તરૂણ-સાગર" પ્રિન્ટીંગ

પ્રેસમાં

ગિરિજાશંકર બી. ત્રીવેદીએ

છાપ્યું,

ન્યુ સ્મોલ કોઝ કોર્ટની

સામે;

કેમ્પબેલ સ્ટ્રીટ,-કરાચી.